બિસ્મિહી તઆલા

# અનમોલ તોહફો

તાલીફ

હઝરત મવલાના ઝુલફકાર અહમદ રઝા સાહબ નકશબંદી

મુરત્તિબ

(મવ.) ઇરફાન યૂસુફ આછોદી (સા.)

(મુદર્રિસ : મદ્રસા તા'લીમુદ્દીન આશિયાના નગર - કંથારીઆ)

Mob.: 99746 15956



ઉર્દૂ પરથી ગુજરાતી અનુવાદ

ઝયનુલ આબિદીન મવ. ઇસ્માઇલ કંથારવી

Mob.: 98241 89457

✤ પ્રકાશન નં. ૧ ✤

# અનમોલ તોહફો



✦ તાલીફ ✦

✍ હઝરત મવલાના ઝુલફ્કાર અહમદ રઝા
સાહબ નકશબંદી



✤ મુરત્તિબ ✤

(મવ.) ઈરફાન યૂસુફ આછોદી (સા.)
(મુદર્રિસ : મદ્રસા તા'લીમુદ્દીન આશિયાના નગર– કંથારીઆ)
MB. 99746 15956

❒ ગુજરાતી અનુવાદ ❒

ઝયનુલ આબિદીન મવ. ઇસ્માઈલ કંથારવી

કિતાબનું નામ : **અનમોલ તોહફો**

તાલીફ : **મવ. ઝુલફકાર અહમદ રઝા સાહબ નકશબંદી**

મુરત્તિબ : **(મવ.) ઈરફાન આછોદી સાહબ**

MB. 99746 15956

ઉર્દૂ પરથી ગુજરાતી અનુવાદ & ટાઈપ સેટિંગ :

**(ઝયનુલ આબિદીન (મવ.) ઇસ્માઈલ ઓટલાવાલા-કંથારીઆ**-MB. 98241 89457

પ્રકાશન નં. : ૧

આવૃત્તિ : **ચોથી**

પ્રત : ૧૧૦૦

પ્રકાશન વર્ષ : **ઓકટોબર-૨૦૧૪ / ઝુલ્હિજ્જહ-૧૪૩૫**

મૂલ્ય : વાંચી-વંચાવી અમલ કરો.





# અનુક્રમણિકા



## ❖ બે બોલ ❖

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા....**

નજર સમક્ષની પુસ્તિકા ''**અનમોલ તોહફો**'' શરૂથી અંત સુધી અભ્યાસ કર્યો. **પીરોમુર્શિદ હઝરત મવલાના ઝુલફિકાર અહમદ રઝા નકશબંદી સાહેબ** (દા. બ.)ની મૂળ ઉર્દૂ કિતાબ છે.

મુરત્તિબ **મવલાના ઈરફાન યૂસુફ આછોદી (સા.)** દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર–કંથારીઆના માજી મુદર્રિસ છે, જેઓએ ગુજરાતના મુસ્લિમ ભાઈ–બહેનો માટે એક અતિ કિંમતી દુઆઓ–વઝીફાઓ–જેની જરૂરત જિંદગીમાં વધારે પડતી રહે છે, તેને ગુજરાતી ભાષામાં ઘણી સારી તરતીબ આપી, છપાવી મહાન નેકીનું અને સવાબે જારિયહનું કામ કરી ઉમ્મત પર મોટું એહસાન ફરમાવ્યું છે. અલ્લાહ તબારક વ

તઆલા એમની આ દીની ખિદમાતને કબૂલ ફરમાવે, એમના તમામ મર્હૂમોની બાલ બાલ, કરવટ કરવટ મગફિરત ફરમાવી એમની નજાતનો ઝરિયો બનાવે, તેમજ દીનની ઈશાઅત–પ્રચાર પ્રસારમાં હજુ વધુ ખિદમત અંજામ આપે તેમજ ઈખ્લાસની દોલતથી માલામાલ ફરમાવે, એવી દુઆઓની સાથે. ફક્ત વસ્સલામ.

**(સદર મુફતી) અબ્દુલ્લાહ વલી કાવીવાલા (સા.)**

**દારુલ ઉલૂમ, ભરૂચ–મહમૂદનગર–કંથારીઆ**

૧૪/૧૦/૧૪૩૫ હિજરી

૧૧/૦૮/૨૦૧૪ ઈસ્વી





# ❖ પ્રસ્તાવના ❖

**હામિદંવ વ મુસલ્લિયંવ વ મુસલ્લિમા....**

અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન. અલ્લાહ તબારક વ તઆલાએ દરેક મર્દ અને અવરતની કામિયાબી પોતાના મુબારક અને પાક દીન–દીને ઈસ્લામ–માં રાખી છે. એના સિવાય દુનિયાના કોઈ પણ મઝહબમાં કામિયાબી નથી. જો આપણને દુનિયામાં સૌથી મોટી કોઈ દોલત મળી જાય તો એ યકીનની દોલત છે. અલ્લાહ તઆલા આપણને સૌને યકીનની મહાન દોલતથી સરફરાઝ ફરમાવે, આમીન.

ખૈર, ઘણા મહિનાથી મારા દિલમાં એક વાત આવતી હતી કે આજે ઉમ્મતનો એક ઘણો મોટો વર્ગ ગુમરાહી એટલે કે નાજાઈઝ કામોની પાછળ–જેમ કે, જાદુ, મેલી વિદ્યા, તા'વીઝ–ગંદા તેમજ કરામત વગેરે જેવા ઈલાજો–ઉપાયો (કુર્આન અને હદીસને છોડીને) કરે છે–કરાવે છે અને પછી

પરેશાન થાય છે અને એમાં પોતાના માલની બરબાદી, યકીનની કમજોરી અને મુસીબત વહોરે છે. જો કુર્આન અને હદીસ શરીફની રોશનીમાં ઈલાજ–ઉપાય કરે તો એ સારી અને આવકારદાયક વાત છે અને એનાથી ઈન્શાઅલ્લાહ એની મુરાદ અને જાઈઝ કામોમાં અલ્લાહ તઆલા એને કામિયાબી આપશે.

આપના હાથોમાંની આ કિતાબ "અનમોલ તોહફો"માં કુર્આન અને હદીસ શરીફની રોશનીમાં ઘણા ઉપયોગી અને કિંમતી વઝીફાઓ–દુઆઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે. આપ સૌ એ કિંમતી દુઆઓને પોતાના જીવનમાં અમલ કરી–ઉતારી દુનિયા–આખિરતની ભલાઈ અને ફલાહ–કામિયાબી મેળવશો એવી આપથી આશા અને અભિલાષા રાખું છું.

વહાલા વાચક ભાઈ–બહેનો ! જો આપણી જિંદગીમાં ઈમાનના પાંચ ફર્ઝોમાંથી એક ફર્ઝ–"નમાઝ"ની પાબંદી હશે તો એ નમાઝના ઝરિયે અલ્લાહ તઆલાથી દુનિયા–આખિરતની તમામ ભલાઈઓ પ્રાપ્ત કરી શકીશું, ઈન્શા અલ્લાહ... જેથી આપણી જિંદગીમાં દરેક પરેશાનીઓનો હલ–ઈલાજ નમાઝ છે. જો નમાઝની પાબંદી સમય થતાંની સાથે જ અદા કરીશું તો અલ્લાહ પાક આપણા તમામ કામો પૂરા કરશે.

બાદમાં રમઝાનુલ મુબારક–૧૪૩૫ માં વહાલુ (તા. જિ. ભરૂચ) મુકામે કુર્આન શરીફની તફસીર કરવાનો મોકો મળ્યો. તફસીરના અંતે મજલિસમાં આ કિતાબ છપાવવા માટે એ'લાન કરતાંની સાથે જ ગામના મુસલ્લી સાહેબોએ મારી આ દરખાસ્તને કબૂલ ફરમાવી અને આ મુબારક કામમાં હિસ્સો લીધો. અલ્લાહ તઆલા એમની આ દીની ખિદમાતને કબૂલ ફરમાવે, તેમજ દુનિયા આખિરતમાં નજાતનું નિમિત્ત બનાવે, આમીન.

બાદમાં મારા પ્યારા વતન–આછોદ, તા. આમોદ, જિ. ભરૂચમાં જ્યાં મેં બચપણમાં મકતબની તા'લીમ હાસિલ કરી, ત્યાર બાદ મારા વાલિદૈનના દિલમાં અલ્લાહ તઆલાએ વાત નાખી અને તેઓ મારા ઉલૂમે દીન માટે દારુલ ઉલૂમમાં પઢાવવા માટે ઝરિયો બન્યાં તે બદલ અલ્લાહ તબારક વ તઆલા એમને દુનિયા અને આખિરતમાં નજાતનો ઝરિયો બનાવે, ત્યાર બાદ દારુલ ઉલૂમ સઆદતે દારૈન–સિતપોણ, દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ–માટલીવાલા તેમજ દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર–કંથારીઆના મુશફિક અને મુરબ્બિયાના અસાતિઝ–એ કિરામને હું કેમ કરી ભૂલી શકું ? જેમના થકી મેં તાલીમના આશરે તેર (૧૩) વર્ષ જેવી લાંબી મુદત પસાર કરી. અલ્લાહ તઆલા એ તમામ અસાતિઝએ કિરામને ઈલ્મ, અમલ અને ઉમરમાં ખૂબ ખૂબ બરકતો અતા ફરમાવે તેમજ મવલાના ઈસ્માઈલ અહમદ

અબ્દુલ્લાહ મનુબરી (મોહતમિમ : દારુલ ઉલૂમ–કંથારીઆ)ની ખાસ શફકતો, તેઓની હોસલા–અફઝાઈ તથા મુબારક દુઆઓથી જ હું આ કિતાબ લખવા શક્તિમાન થયો.

બાદમાં વાચકોથી નમ્ર અપીલ છે કે, 'માણસ માત્ર ભૂલને પાત્ર''ના ના'તે કિતાબમાં જો કોઈ ભૂલ રહી ગઈ હોય તો આપ એ ભૂલ મને બતાવશો તો પછીની આવૃત્તિમાં ઈન્શાઅલ્લાહ સુધારી દઈશ.

અલ્લાહ તબારક વ તઆલાથી દિલી દુઆઓ છે કે તે પાક પરવરદિગારે આલમ મારી આ નમ્ર કોશિશ–કાવિશને કબૂલ ફરમાવે, દુનિયા–આખિરતની તમામ કામિયાબીઓથી સરફરાઝ ફરમાવે તેમજ મારા તમામ મર્હૂમો તથા પૂરી ઉમ્મતે મુસ્લિમહની નજાતનો ઝરિયો બનાવે, આમીન, યા રબ્બલ આલમીન.

(મવ.) ઈરફાન યૂસુફ આછોદી (સા.)
(મુદર્રિસ : મદ્રસા તા'લીમુદ્દીન આશિયાના નગર– કંથારીઆ)
MB. 99746 15956

૦૭/૧૧/૧૪૩૫ હિજરી
૦૩/૦૯/૨૦૧૪ ઈસ્વી



بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ط

## ઈમાન પર ખાતિમહ માટે

رَبَّنَا لَا تُزِغۡ قُلُوۡبَنَا بَعۡدَ اِذۡ هَدَيۡتَنَا وَهَبۡ لَنَا مِنۡ لَّدُنۡكَ رَحۡمَةً ۚ اِنَّكَ اَنۡتَ الۡوَهَّابُ ۸

**રબ્બના લા તુઝિગ્ કુલૂબ–ના બઅ્દ ઈઝ હદયુતના વહબ્ લના મિલ્લદુન્ક રહ્મહ્. ઈન્ન–ક અન્તલ વહ્હાબ.**

**ફઝીલત :** જે માણસ દરેક નમાઝ પછી આ દુઆને પઢવાની આદત બનાવી લેશે તો ઈન્શાઅલ્લાહ એનો ખાતિમહ ઈમાન પર થશે. (ગંઝીન–એ–અસરાર : ૧૬)

## આસમાની અને જમીની તમામ બલાઓથી હિફાઝત માટેની દુઆ

بِسۡمِ اللّٰهِ الَّذِىۡ لَا يَضُرُّ مَعَ اِسۡمِهٖ شَيۡءٌ فِى الۡاَرۡضِ وَلَا فِى السَّمَآءِ وَهُوَ السَّمِيۡعُ الۡعَلِيۡمُ ○

**બિસ્મિલ્લાહિલ્લઝી લા યદુર્રુ મ–અ ઈસ્મિહી શય્ઉન ફિલ અર્દિ વલા ફિસ્સમાઈ વહુવસ્સમીઉલ અલીમ.**

**ફઝીલત :** રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, જે માણસ સવાર–સાંજ ત્રણ–ત્રણ વખત આ દુઆને પઢી લેશે તો એને કોઈ પણ ચીજ–વસ્તુ નુકસાન પહોંચાડી શકશે નહિ. (મિશ્કાત શરીફ)

## કોઇ પણ પ્રકારની પરેશાની હોય તો

اَللّٰهُمَّ اغْفِرْلِىْ ذَنْبِىْ وَاَذْهِبْ عَنِّىْ غَيْظَ
قَلْبِىْ وَاَعِذْنِىْ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ ۔

**અલ્લાહુમ્મગ્ફિરલી ઝમ્બી વ અઝહિબ અન્ની ગય્ઝ કલ્બિ વ અઈઝ્ની મિનશ્શયતાનિર્રજીમ.**

**ફઝીલત :** અલ્લાહ તબારક વ તઆલા આ દુઆની બરકતથી ન ફક્ત એની પરેશાની અને ગમ–ચિંતાને દૂર ફરમાવશે, બલકે એના ગમચિંતાને ખુશી અને રાહતમાં બદલી આપશે. (તફસીરે ઈબ્ને કસીર : ૩, પેજ : ૨૫)

## પોતાના મકસદમાં કામિયાબી માટે

**ફઝીલત :** જે માણસ ૭૮૬ (સાત સો છયાસી) વખત

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ 'બિસ્મિલ્લાહિર્રહમા-
-નિર્રહીમ' સાત દિવસ સુધી દરરોજ પઢશે અને પછી પોતાના મકસદ માટે દુઆ કરશે તો અલ્લાહ તઆલા જરૂર એના મકસદમાં કામિયાબી અતા ફરમાવશે. (કુર્આની ઈલાજ : ૨૩)

## રોઝીમાં વિશાળતા માટેનો અમલ

اَللّٰہُ یَبۡسُطُ الرِّزۡقَ لِمَنۡ یَّشَآءُ مِنۡ عِبَادِہٖ وَ
یَقۡدِرُ لَہٗ ؕ اِنَّ اللّٰہَ بِکُلِّ شَیۡءٍ عَلِیۡمٌ ۔

**અલ્લાહુ યબ્સુતુર્રિઝ્ક લિમંય્ યશાઉ મિન ઈબાદિહી વ યકદિરુ લહૂ. ઈન્નલ્લા-હ બિકુલ્લિ શય્ઇન્ અલીમ.**

(સૂ. અન્કબૂત : આયત : ૬૨)

**ફઝીલત :** જે માણસ વિશાળ રોઝીનો તલબગાર હોય તો ઉપરોક્ત આયતને ફજરની નમાઝ પછી અગિયાર (૧૧) વખત પઢયા કરે. (બિખરે મોતી : ૭૯)

## રોઝીમાં તરક્કી માટે

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ○ اَلۡمُعۡطِیۡ ھُوَ اللّٰہُ ؕ

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ. અલ મુઅ્તિઉ હુવલ્લાહ...**

**ફાયદો :** જુમ્આની નમાઝ પછી શરૂ અને છેવટમાં ત્રણ–ત્રણ વખત દુરૂદ શરીફ પઢીને ઉપરોક્ત દુઆ (સિત્તેર) ૭૦ વખત પઢે. એક જુમ્આથી બીજી જુમ્આ પણ આવવા ન પામશે કે અલ્લાહ તઆલા તેને તવંગર–માલદાર બનાવી દેશે, પરંતુ શર્ત આ છે કે નમાઝના અંતમાં સલામ ફેરવ્યા પછી (કાઈદામાં બેસે છે તે જ પ્રમાણે) બેસી રહે અને કોઈ પેહલુ (તરીકો) ન બદલે, અને ન તો કોઈના તરફ જુએ, નહિતર આ અમલની તાસીર ખતમ થઈ જશે.(મતલબ કે અમલમાં કામિયાબી મળશે નહિ). આ અમલ અનુભવસિદ્ધ છે. (આઈન–એ–અમલિય્યાત : ૭૯)

## ખાસ મકસદમાં કામિયાબી માટે

يَاۤ اَرْحَمَ الرَّاحِمِيْنَ- "યા અરહમર્રાહિમીન" શરૂ અને અંતમાં સો–સો વખત દુરૂદ શરીફ પઢીને ઉપરોક્ત દુઆ પાંચ સો વખત પઢે. (હઝ. મવ. અહમદ સા. પ્રતાપગઢી)

## યાદશક્તિ માટે

યાદશક્તિ માટે સૂરએ ફાતિહા બિસ્મિલ્લાહ સહિત દરરોજ અસરની નમાઝ પછી એકતાળીસ (૪૧) વખત પઢીને છાતી પર દમ કરી લે. (મકતૂબાતે શયખુલ ઈસ્લામ : ૨૦૧, જિલ્દ : ૪)

## શવહર નારાજ રહેતો હોય તો..

**ફઝીલત :** જે અવરતનો પતિ (પત્નીથી) નારાજ રહેતો હોય અને પત્નીની કોઈ ફિકર–ચિંતા ન કરતો હોય તો ફજરની નમાઝમાં અથવા રાત્રે ઈશાની નમાઝ પછી (શરૂઆતમાં અને છેવટમાં અગિયાર– અગિયાર વખત દુરૂદ શરીફ પઢીને) **કુલ હુવલ્લાહુ અહદ**ની સૂરત સો (૧૦૦) વખત પઢીને અલ્લાહ તઆલા પાસે દુઆ માંગે, ઈન્શાઅલ્લાહ મકસદમાં કામિયાબી મળશે. (ઈરશાદાતે હઝરત ગંગોહી (રહ., પેજ–૧૩૭)

## નાજાઈઝ તઅલ્લુકાત ખત્મ કરવા માટે

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ط قُلۡ لَّا یَسۡتَوِی
الۡخَبِیۡثُ وَالطَّیِّبُ وَلَوۡ اَعۡجَبَکَ کَثۡرَۃُ
الۡخَبِیۡثِ ج فَاتَّقُوا اللّٰہَ یٰۤاُولِی الۡاَلۡبَابِ
لَعَلَّکُمۡ تُفۡلِحُوۡنَ ﴿۱۰۰﴾

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ. કુલ લા યસ્તવિલ્ ખબીષુ વત્તચ્યિબુ વલવ્ અઅ્ઝબક કષ્રતુલ ખબીષ. ફત્તકુલ્લાહ યા ઉલિલ્ અલ્બાબિ લઅલ્લકુમ તુફ્લિહુન.**

(પારહ : ૬, સૂ. માઈદહ : ૧૦૦)

**ફઝીલત :** જો કોઈની પત્ની યા કોઈનો પતિ અથવા કોઈ છોકરો કે છોકરી નાજાઈઝ તઅલ્લુકાતમાં સપડાયેલો હોય તો એ તઅલ્લુકાતને ખત્મ કરવા માટે શરૂઆતમાં અને છેવટમાં દુરૂદ શરીફની સાથે આ આયતને ૧૪૧ (એક સો એકતાળીસ) વખત પઢીને કોઈ નમકીન–ખારી વસ્તુ પર દમ કરીને જો શવહર સપડાયેલો હોય તો શવહરને અને અવરત સપડાયેલી હોય તો અવરતને ખવડાવે અને જો છોકરા–છોકરી સપડાયેલા હોય તો બન્નેવને અને જો આ શક્ય ન હોય તો બન્નેમાંથી જેને ખવડાવી શકાય, ખવડાવી દે, ઈન્શાઅલ્લાહ કામિયાબી મળશે. (અકાબિરકે મુજર્રબ વઝાઈફ : ૭૫)

## પતિ-પત્ની અને બાળબચ્ચાં ફરમાંબરદાર અને દીનદાર થઈ જશે

رَبَّنَا هَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَذُرِّيّٰتِنَا قُرَّةَ
اَعْيُنٍ وَّاجْعَلْنَا لِلْمُتَّقِيْنَ اِمَامًا ﴿٧٤﴾

**રબ્બના હબ્ લના મિન અઝ્વાજિના વ ઝુર્રિય્યાતિના કુર્ર–ત અઅ્યુનિંવ્ વજઅલ્ના લિલ મુત્તકી–ન ઈમામા.**

(સૂ. શુઅરાઅ)

**ફઝીલત :** જો કોઈ માણસ એક વખત આ દુઆને દરેક ફર્ઝ નમાઝ પછી પઢી લેશે તો એની અવલાદ યા પત્ની દીનદાર અને ફરમાંબરદાર થઈ જશે. (આમાલે કુર્આની)

## દુનિયા અને આખિરતની તમામ મુશ્કેલીઓ દૂર થશે

فَاِنْ تَوَلَّوْ فَقُلْ حَسْبِیَ اللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ عَلَيْهِ
تَوَكَّلْتُ وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ـ

**ફઈન તવલ્લવ્ ફકુલ હસ્બિયલ્લાહુ લા ઈલા-હ ઈલ્લા હુવ અલયહિ તવક્કલ્તુ વહુવ રબ્બુલ અર્શિલ અઝીમ.** (પારહ : ૧૧, રુકૂઅ : ૫)

**ફઝીલત :** હઝરત અબૂ દરદા (રદિ.)થી રિવાયત છે કે, જે માણસ આ આયતને દરરોજ સો (૧૦૦) વખત પઢશે પૂરી દુનિયા અને આખિરત એને કાફી થઈ પડશે. (આમાલે કુર્આની : ૨૭/૨૬)

## બદકારી અને ઝિનાથી હિફાઝત માટે

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط يَا حَیُّ يَا قَيُّوْمُ
بِرَحْمَتِكَ اَسْتَغِيْثُ اَصْلِحْ لِیْ شَاْنِیْ كُلَّهٗ وَلَا
تَكِلْنِیْ اِلٰی نَفْسِیْ طَرْفَةَ عَيْنٍ ـ

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ. યા હય્યુ યા કય્યૂમુ બિરહ્‌મતિક અસ્તગીષુ, અસ્લિહ્‌ લિ શઅ્‌નિ કુલ્લહુ વલા તકિલ્ની ઈલા નફસી તર્ફત અય્‌નિન્‌.**

**ફઝીલત :** જો કોઈને શહવતનો (વધારે પડતો) ગલબો–પ્રભાવ હોય અને તેને ઝિના યા બદકારીમાં સપડાય જવાનો ભય હોય તો ઉપરોક્ત દુઆને અઢાર (૧૮) વખત દરરોજ પાબંદીની સાથે પઢયા કરે. ઈન્શા અલ્લાહુ તઆલા શહવત ઓછી થઈ જશે અને બદકારી–ઝિનાથી હિફાઝત થશે. (ખઝીનતુલ અસ્રાર : ૬૮)

## દુશ્મન પર નજર પડે તો આ દુઆ પઢે

يَا مَالِكَ يَوْمِ الدِّيْنِ اِيَّاكَ نَعْبُدُ وَاِيَّاكَ نَسْتَعِيْنُ۔ (ابن السنی/ الاذکار، ص: ۱۷۴)

**યા માલિ–ક યવ્મિદ્દીન, ઈય્યા–ક નઅ્‌બુદુ વ ઈય્યા–ક નસ્તઈન.**

**ફઝીલત :** આ દુઆને પઢતા રહેવાથી દુશ્મન મગ્લૂબ–પરાસ્ત થઈ જશે. (ઈબ્નુસ્સુન્ની : અલ અઝકાર : ૧૭૪)

## મકસદમાં આસાની માટે

**ફઝીલત :** જુમ્આના દિવસે જુમ્આની નમાઝ પહેલાં પાક–સાફ થઈને એકાંતમાં "اَللّٰهُ اَللّٰهُ" **"અલ્લાહ, અલ્લાહ"** પઢવાથી (જે મકસદથી પઢવામાં આવશે તે) મકસદ આસાન થઈ જશે, ચાહે તે કામ કેટલુંય મુશ્કેલ કેમ ન હોય. કમથી કમ દરેક જુમ્આના દિવસે નમાઝથી પહેલાં પાચ સો (૫૦૦) વખત પઢી લે. (બિખરે મોતી : ૧૦૪)

## જાઈઝ તરીકાથી તાબે કરવા તેમ મકસદને પ્રાપ્ત કરવા માટે

!يَا نَاصِرُ! يَا مُغْنِيْ **યા નાસિરુ, યા મુગ્નિ.**

**ફઝીલત :** ઈશા અને ફજર પછી શરૂઆત અને છેવટમાં અગિયાર–અગિયાર વખત દુરૂદ શરીફ પઢીને બે હજાર એક સો (૨૧૦૦) વખત ઉપરોક્ત નામને પઢે. (મવ. કમરૂદ્દીન કિરાના)

## જે માંગશે, તે મળશે

**ફઝીલત :** જે માણસ જુમ્આના દિવસે અસરની નમાઝ પઢીને કિબ્લા રુખ બેસીને મગરિબ સુધી "يَا اَللّٰهُ يَا رَحْمٰنُ" **"યા અલ્લાહુ, યા રહમાનુ"**

પઢતો રહેશે, પછી અલ્લાહ તબારક વ તઆલા પાસે જે પણ માંગશે તો અલ્લાહ તઆલા તેને તે (ચીજ) અતા ફરમાવશે. (બિખરે મોતી : ૧૦૫)

## દુશ્મન મહેરબાન-વિનમ્ર થઈ જશે

"يَاقُدُّوسُ!" યા કુદ્દુસુ

**ફઝીલત :** જે માણસ આ નામ મુબારકને ત્રણ સો ઓગણીસ (૩૧૯) વખત કોઈ મીઠી ચીજ પર પઢીને દુશ્મનને ખવડાવી દેશે તો દુશ્મન તેના પર મહેરબાન–દોસ્ત થઈ થશે. (બિખરે મોતી : ૧૦૮)

## બીમાર શિફાયાબ થઈ જશે

"يَاسَلَامُ!" યા સલામુ.

**ફઝીલત :** જે માણસ આ નામ મુબારકને એક સો એકત્રીસ (૧૩૧) વખત પઢીને બીમાર પર દમ કરશે તો બીમાર માણસ તંદુરસ્ત થઈ જશે. (બિખરે મોતી : ૧૦૯)

## જે મુરાદ હશે, પૂરી થશે

"يَابَارِئُ!" યા બારીઉ.

**ફઝીલત :** જે માણસ આ નામ મુબારકને બસો ચુમ્માળીસ વખત પઢશે તો એની જે પણ જાઈઝ તમન્ના હશે તે પૂરી થશે, ઈન્શા અલ્લાહ. (બિખરે મોતી : ૧૧૭)

## કર્ઝદાર ન રહેશે

"يَاوَهَّابُ!" યા વહહાબુ.

**ફઝીલત :** જે માણસ ઈશાની નમાઝ પછી આ નામ મુબારકને અગિયાર સો પચાસ (૧૧૫૦) વખત પઢશે તો તે કર્ઝદાર ન રહેશે. (બિખરે મોતી : ૧૨૨)

## છોકરીઓના રિશ્તા માટે

"يَالَطِيْفُ!" યા લતીફુ.

**ફઝીલત :** છોકરીઓના રિશ્તા માટે દરરોજ વુઝૂ સાથે (તહિય્યતુલ વુઝૂ)ની નમાઝ પછી ૧૦૦ વખત આ નામ મુબારકને પઢવું ફાયદાકારક છે. (બિખરે મોતી : ૧૩૬)

## સવારી-ગાડી તથા માલસામાન હિફાઝતમાં રહેશે

"يَارَقِيْبُ!" યા રકીબુ.

**ફઝીલત :** જે કોઈ માણસ પોતાના માલ–સામાન (સવારી–ગાડી વગેરે) પાર્કિંગ કરતી વખતે આ નામને પઢી લેશે તો ઈન્શાઅલ્લાહ તે ચોરી વગેરેથી હિફાઝતમાં રહેશે. અનુભવસિદ્ધ અમલ છે. (બિખરે મોતી : ૧૪૮)

## છોકરો બુરાઈઓમાં સપડાયેલો હોય તો તેને સીધે રસ્તે લાવવા...

"يَا وَدُودُ!" યા વદુદુ.

**ફઝીલત :** જો કોઈનો છોકરો બુરાઈઓમાં સપડાયેલો હોય તો જુમ્આની નમાઝ પછી એક હજાર એક (૧૦૦૧) વખત આ નામ મુબારકને પઢીને ખુશ્બુદાર અને સ્વાદિષ્ટ–મીઠી વસ્તુ પર દમ કરે અને બે રકાત નમાઝ પઢે. ત્યાર પછી તે મીઠાઈ એને ખવડાવી દે. ઈન્શાઅલ્લાહ તે નેક અને સાલિહ થઈ જશે. (બિખરે મોતી : ૧૫૨)

## અવરત સારી આદતવાળી થઈ જશે

"يَا وَلِيُّ!" યા વલિય્યુ.

**ફઝીલત :** જે માણસ પોતાની પત્નીની આદતો અને ખસ્લતોથી નારાજ હોય તો જ્યારે તેની અવરત તેની સામે

આવે તો આ નામ મુબારકને પઢયા કરે. ઈન્શાઅલ્લાહ તે નેક–સાલિહ થઈ જશે. (બિખરે મોતી : ૧૫૨)

## ખોવાયેલ માણસ પાછો આવી જશે અથવા તેની જાણ થઈ જશે

"يَا مُعِيْدُ!" યા મુઈદુ.

**ફઝીલત :** ખોવાયેલ માણસને પાછો લાવવા માટે જ્યારે ઘરના તમામ માણસો સૂઈ ગયા હોય ત્યારે ઘરના ચારેવ ખૂણામાં ૭૦–૭૦ વખત આ નામને પઢે. ઈન્શા–અલ્લાહ ખોવાયેલ માણસ સાત દિવસમાં પાછો આવી જશે અથવા તેની જાણ થઈ જશે. (બિખરે મોતી : ૧૬૪)

## છોકરીના રિશ્તા માટે એક અનુભવસિદ્ધ અમલ

رَبِّ اِنِّیْ مَغْلُوْبٌ فَانْتَصِرْ۔

**રબ્બિ ઈન્ની મગ્લુબુન ફન્તસિર.**

**ફઝીલત :** જે માણસની છોકરી માટે રિશ્તો–માગું ન આવતું હોય અથવા માગું તો આવતું હોય, પરંતુ તે પસંદ

ન પડતું હોય તો તે માણસ એક સો બાર (૧૧૨) વખત આ દુઆને અને ત્રણ વખત સૂરએ દુહા (વદ્દુહા વલ્લયલ.....) પઢે. દર મહિને ૧૧ દિવસ સુધી આ અમલ કરે અને ત્રણ મહિના સુધી આ અમલ ચાલુ રાખે.

(મવલાના મુહમ્મદ ઉમર પાલનપુરી, બિખરે મોતી : ૧૬૫)

## નોકરી-રોજગાર માટે

**ફઝીલત :** નોકરી–રોજગાર માટે ઈશાની નમાઝ પછી "!يَا لَطِيْفُ" **"યા લતીફુ"** અગિયાર સો (૧૧૦૦) વખત પઢે. શરૂ અને છેવટમાં અગિયાર–અગિયાર વખત દુરૂદ શરીફ પઢીને દુઆ કરે તો જે બેહતર હશે, તે થઈ જશે.

(અલ ઈફાદાત : ૨૪૮, અશરફ અમલિયાત : ૨૩૫)

## પરીક્ષામાં કામિયાબી માટે

**ફઝીલત :** પરીક્ષામાં કામિયાબી માટે દરરોજ "!يَا عَلِيْمُ" **"યા અલીમુ"** ૧૫૦ (એક સો પચાસ) વખત ફજરની નમાઝ પછી પઢી લે અને પરીક્ષાના દિવસે દરરોજ આ નામને પઢવાનો વિર્દ રાખે એટલે કે ખૂબ વધારે પ્રમાણમાં આ નામ મુબારકને પઢયા કરે તો ઈન્શા અલ્લાહ તેને કામિયાબી મળશે.

(બિખરે મોતી : ૮૧)

## જાન-માલની હિફાઝત માટે

**ફઝીલત :** જાન–માલ વગેરેની હિફાઝત માટે "يَا حَفِيْظُ!" "યા હફીઝુ" દરરોજ બસો બેતાળીસ (૨૪૨) વખત ફજરની નમાઝ પછી પઢી લે. (શરૂ અને છેવટમાં ૧૧–૧૧ વખત દુરૂદ શરીફ પઢી લે.) ઈન્શા અલ્લાહ જાન–માલ હિફાઝતમાં રહેશે. (મલ્ફૂઝાતે ફકીહુલ ઉમ્મત : ૬૨)

## ઈઝઝત-મરતબો મળશે

اَللّٰهُمَّ زِدْنَا وَلَا تَنْقُصْنَا وَاَكْرِمْنَا وَلَا تُهِنَّا وَاَعْطِنَا وَلَا تَحْرِمْنَا وَاٰثِرْنَا وَلَا تُؤْثِرْ عَلَيْنَا وَاَرْضِنَا وَارْضَ عَنَّا۔

**અલ્લાહુમ્મ ઝિદ્ના વલા તન્કુસ્ના વ અકરિમ્ના વલા તુહિન્ના વ અઅ્તિના વલા તહ્રિમ્ના, વ આષિરના વલા તુઅ્ષિર અલય્ના વ અર્દિના, વર્દ અન્ના.** (અહમદ વ તિરમિઝી)

## રંજ-ગમથી હિફાઝત માટે

**ફઝીલત :** ફર્ઝ નમાઝો પછી જમણો હાથ પેશાની

**અથવા માથા પર મૂકીને ત્રણ વખત આ દુઆ પઢવી :**

بِسْمِ اللّٰهِ الَّذِىْ لَآ اِلٰهَ اِلَّا هُوَ الرَّحْمٰنُ
الرَّحِيْمُ ۔ اَللّٰهُمَّ اَذْهِبْ عَنِّى الْهَمَّ وَالْحُزْنَ

**બિસ્મિલ્લાહિલ્લઝી લા ઈલા-હ ઈલ્લા હુવર્રહમાનુ-ર્રહીમ. અલ્લાહુમ્મ અઝ્હિબ અન્નિલ હમ્મ વલ હુઝ્ન.**

## અમલ ટૂંકો, નફો વધારે

**ફઝીલત :** હઝરત તમીમ દારી (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ આ ચાર કલિમાતને દસ વખત પઢી લે તો એના માટે ચાળીસ હજાર નેકીઓ લખી દેવામાં આવે છે, તે કલિમાત આ છે : (મુસ્નદે અહમદ, તિરમિઝી)

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ
اِلٰهًا وَّاحِدًا اَحَدًا صَمَدًا لَّمْ يَتَّخِذْ صَاحِبَةً وَّ
وَّلَا وَلَدًا وَّلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ ۔

**અશ્હદુ અંલ લા ઈલા-હ, ઈલ્લલ્લાહુ વહ્દહુ**

**લા શરી-ક લહૂ, ઈલાહંવ્ વાહિદન્, અ-હ-દન્ સમદન્ લમ યત્તખિઝ સાહિબતંવ્ વલા વ-લદંવ્ વલમ યકુલ લહુ કુફૂવન અહદ.**

## ચાર હલાક કરવાવાળી બીમારીઓથી હિફાઝત

**ફઝીલત :** હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, હુઝૂર નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જ્યારે તમે સવારની (ફજર)ની નમાઝ પઢી લો તો પોતાની દુનિયા માટે ત્રણ વખત આ દુઆ પણ પઢી લો : (અમલુલ યવ્મ વલ્લલયલહ)

سُبْحَانَ اللهِ الْعَظِيْمِ وَبِحَمْدِهٖ وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللهِ۔

**સુબ્હાનલ્લાહિલ અઝીમી વ બિહમ્દિહી વલા હવ્લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ,**

તો અલ્લાહ તબારક વ તઆલા તમને ચાર બીમારીઓથી મહફૂઝ રાખશે : (૧) પાગલપણાથી, (૨) કોઢથી, (૩) આંધળા થવાથી અને (૪) ફાલિજ-લકવાથી.

# વસવસા દૂર કરવા માટે

يَا اَللّٰهُ الرَّقِيْبُ الْحَفِيْظُ الرَّحِيْمُ ط يَا اللّٰهُ
الْحَيُّ الْحَلِيْمُ الْعَظِيْمُ ط الرَّءُوْفُ الْكَرِيْمُ ط
يَا اَللّٰهُ الْحَيُّ الْقَيُّوْمُ الْقَآئِمُ عَلٰى كُلِّ نَفْسٍ
بِمَا كَسَبَتْ حُلْ بَيْنِيْ وَبَيْنَ عَدُوِّيْ ۔

**યા અલ્લાહુ રકીબુલ હફીઝુર્રહીમ. યા અલ્લાહુલ હય્યુલ હલીમુલ અઝીમુર્રઉફુલ કરીમ. યા અલ્લાહુલ હય્યુલ કય્યુમુલ કાઈમુ અલા કુલ્લિ નફસીમ બિમા ક–સ–બત્ હુલ બય્‌ની વ બય્‌ન અદુવ્વી.**

**ફઝીલત :** આ દુઆને દરરોજ કોઈ પણ સમયે પઢી લેશે તો ઈન્શાઅલ્લાહ વસવસા દૂર થઈ જશે. (મેરે વાલિદકે મુજર્રબ અમલ)

# ઈન્શાઅલ્લાહ, હાજત-જરૂરત પૂરી થશે

એક શ્વાસમાં "!يَا رَبِّ يَا رَبِّ" **"યા રબ્બિ યા રબ્બિ"** જેટલા વખત પઢી શકાય.

બીજા શ્વાસમાં "!يَا رَبَّاهُ يَا رَبَّاهُ" **"યા રબ્બાહુ યા**

**રબ્બાહ'** જેટલા વખત પઢી શકાય.

ત્રીજા શ્વાસમાં “يَا اَللّٰهُ يَا اَللّٰهُ!” **"યા અલ્લાહુ, યા અલ્લાહ'** જેટલા વખત પઢી શકાય.

ચોથા શ્વાસમાં “يَا حَيُّ يَا قَيُّوْمُ!” **"યા હય્યુ યા કય્યુમ"** જેટલા વખત પઢી શકાય.

પાંચમા શ્વાસમાં “يَا رَحْمٰنُ يَا رَحِيْمُ!” **"યા રહમાનુ, યા રહીમુ"** જેટલા વખત પઢી શકાય.

છઠ્ઠા શ્વાસમાં “يَا رَحِيْمُ رَحِيْمُ!” **"યા રહીમુ, યા રહીમુ"** જેટલા વખત પઢી શકાય.

સાતમા શ્વાસમાં “يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ!” **"યા અરહમર્રાહિમીન"** જેટલા વખત પઢી શકાય.

ઉપરના અસ્માઉલ હુસ્ના ખત્મ થતાં સુધી પઢતા રહે. એ પછી પોતાની જરૂરતના માટે દુઆ કરે તો ઈન્શાઅલ્લાહુ તઆલા તેની હાજત-જરૂરત પૂરી થશે. આ ઈમામ જઅફર સાદિક (રહ.)ની દુઆ છે. આ દુઆને "સબ્એ અસ્માએ હુસ્ના" પણ કહેવામાં આવે છે. (નુઝહતુલ બસાતિન : ૨૭)

# સાંપના ડંશ માટે

**ફઝીલત :** સાંપના ડંશને ઉતારનાર માણસ જે વ્યકિતને સાંપ યા વીંછીએ ડંશ માર્યો છે–તેને પૂછે કે દર્દ કઈ જગ્યાએ છે ? જ્યાં તે દર્દની જગા બતાવે તે જગા પર છરી મૂકીને અમુક વખત આ દુઆ પઢે, પછી એ છરીને ઉપરથી નીચે તરફ સરકાવે અને એ દરમિયાન વારંવાર આ દુઆ પઢતો રહે. અહિંયા સુધી કે દર્દ ઉપરથી ઉતરીને નીચેની તરફ આવી જાય તો એને મોઢાથી ચૂસીને થૂંકી દે. ઈન્શા અલ્લાહ ઝેર ઉતરી જશે. અનુભવસિદ્ધ અમલ છે. (ખઝીનતુલ અસ્રાર : ૧૦૧)

તે દુઆ આ છે :

سَلَامٌ عَلٰی نُوْحٍ فِی الْعٰلَمِیْنَ وَعَلٰی مُحَمَّدٍ فِی
الْمُرْسَلِیْنَ مِنْ حَامِلَاتِ السَّمِّ اَجْمَعِیْنَ۔

**સલામુન અલા નૂહીન્ ફિલ આલમીન. વ અલા મુહમ્મદિન ફિલ મુર્સલીન. મિન હામિલાતિસ્સમ્મી અજમઈન.**

# લા-ઈલાજ બીમારીથી શિફા

જો કોઈ માણસને કોઈ એવી બીમારી હોય, જે ડોકટરોની સમજથી બહાર હોય અથવા કોઈ માણસ

મઝલૂમ હોય અને જુલ્મની હદ સુધી પહોંચી ગયો હોય તો તે દરરોજ ત્રણ સો તેર (૩૧૩) વખત નીચેની આયતને પઢીને આસમાન તરફ મોઢું કરીને દમ કરે અને બીમારને પાણી પર દમ કરીને પિવડાવે તો ઈન્શા અલ્લાહ ફાયદો થશે. તે દુઆ આ છે : (અકાબિરકી મુજર્રબ દુઆએં)

فَدَعَا رَبَّهُ اَنِّىْ مَغْلُوْبٌ فَانْتَصِرْ ۔

**ફ-દ-આ રબ્બહુ અન્ની મગ્લૂબુન ફન્તસિર્.**

(સૂ. અલ કમર)

## ડાયાબિટીસની બીમારીથી શિફા માટે

દરરોજ ફજરની નમાઝ પછી એક વખત આ આયત પઢે : اِنَّهٗ عَلٰى رَجْعِهٖ لَقَادِرٌ ۔ **ઈન્ન-હુ અલા રજ્ઈહી લ કાદિર.** ત્યાર બાદ સાત વખત **'સૂરએ આદિયાત'**(વલ આદિયાતિ દબ્હા.....) (પારહ-૩૦) પૂરી સૂરત પઢે. આ અમલની શરૂઆતમાં અને છેવટમાં સાત વખત દુરૂદે ઈબ્રાહીમ(**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લય્ત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ ઈન્ન-ક હમીદુમ મજીદ. અલ્લાહુમ્મ બારીક......** (જે નમાઝમાં પઢવામાં આવે છે તે) પઢે, તો ઈન્શાઅલ્લાહ ડાયાબિટીસની બીમારી ખત્મ થઈ જશે. (અકાબિરકી મુજર્રબ દુઆએં)

## હાર્ટ અટેક તથા ધબકારાનું વધઘટ થવું

દરેક ફર્ઝ નમાઝ પછી દિલ પર જમણો હાથ મૂકીને સાત વખત નીચેની દુઆ પઢે. પછી હથેળી પર દમ કરીને છાતી પર હાથને ફેરવી લે. તે દુઆ આ છે : (અકાબિરકી મુજર્રબ દુઆએં)

يَا قَوِيُّ الْقَادِرُ الْمُقْتَدِرُ قَوِّنِيْ قَلْبِيْ ۔

**યા કવિય્યુલ કાદિરુલ્ મુકતદિરુ કવ્વિની કલ્બિ.**

ત્યાર બાદ શહાદતની આંગળી દિલ પર મૂકીને સાત વખત "યા કવિય્યુ" પઢે. ઈન્શાઅલ્લાહ બીમારીથી હિફાઝતમાં રહેશે.

## હાર્ટ અટેક અને ગભરામણ દૂર કરવા માટે

દિલની બીમારી–હાર્ટ અટેક અને ગભરામણ દૂર કરવા માટે એકતાળીસ (૪૧) વખત આ દુઆને પાણી પર દમ કરીને પીએ. ઈન્શા અલ્લાહ ફાયદો થશે : દુઆ આ છે :

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○ اَلَّذِيْنَ اٰمَنُوْا وَ
تَطْمَئِنُّ قُلُوْبُهُمْ بِذِكْرِ اللّٰهِ ؕ اَلَا بِذِكْرِ اللّٰهِ
تَطْمَئِنُّ الْقُلُوْب ۔

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ. અલ્લઝી-ન આમનુ વ તત્મઈન્નુ કુલુબુહુમ બિઝિક્રિલ્લાહ, અલા બિઝિક્રિલ્લાહિ તત્મઈન્નુલ કુલૂબ.** (સૂ. ૨અદ)

# ગુર્દા અને પિત્તાશયમાં પથરી હોય તો

જો કોઈ માણસને ગુર્દા અથવા પિત્તાશયમાં પથરી હોય તો એ માણસને દરરોજ એકતાળીસ (૪૧) વખત આ આયત પાણી પર દમ કરીને શિફા થતાં સુધી પિવડાવતા રહે, ઈન્શાઅલ્લાહ ફાયદો થશે. તે દુઆ આ છે :

وَإِنَّ مِنَ الْحِجَارَةِ لَمَا يَتَفَجَّرُ مِنْهُ الْأَنْهٰرُ ۭ
وَإِنَّ مِنْهَا لَمَا يَشَّقَّقُ فَيَخْرُجُ مِنْهُ الْمَآءُ ۭ
وَإِنَّ مِنْهَا لَمَا يَهْبِطُ مِنْ خَشْيَةِ اللّٰهِ ۭ وَمَا
اللّٰهُ بِغَافِلٍ عَمَّا تَعْمَلُوْنَ ۝

**વ ઈન્ન મિનલ હિજારતિ લમા ય-ત ફજ્જરુ મિન્હુલ અન્હા-ર. વ ઈન્ન મિન્હા લમા યશ્શકકકુ ફ યખ્રુજુ મિન્હુલ મા-અ, વ ઈન્ન મિન્હા લમા યહ્બિતુ મિન ખશ્યતિલ્લાહ, વ મલ્લાહુ બિ-ગાફિલીન અમ્મા તઅ્મલુ-ન.** (સૂ. બકરહ : ૭૪)

## બ્લડ પ્રેશર માટે

જો કોઈને બ્લડપ્રેશર હોય તો તે વ્યક્તિ આ દુઆને દસ (૧૦) વખત દરરોજ લગાતાર પઢયા કરે, ઈન્શા અલ્લાહ ઘણો ફાયદો થશે. તે દુઆ આ છે :

وَالْكَاظِمِيْنَ الْغَيْظَ وَالْعَافِيْنَ عَنِ النَّاسِ

وَاللّٰهُ يُحِبُّ الْمُحْسِنِيْنَ ﴿١٣٤﴾

**વલ્ કાઝિમીનલ્ ગય્ઝ, વલ આફિ-ન અનિન્નાસિ, વલ્લાહુ યુહિબ્બુલ મુહ્સિનીન.**

(સૂ. આલિ ઈમરાન, પારહ-૪, આયત : ૧૩૪)

## લા-ઈલાજ બીમારીથી શિફા માટે

જો કોઈ માણસ એવી બીમારીમાં સપડાયેલો હોય જે સમજમાં આવતી ન હોય અથવા લા-ઈલાજ હોય તો પોતે આ આયતે શરીફહને વધુ પ્રમાણમાં પઢયા કરે :

رَبِّ اِنِّيْ مَسَّنِيَ الضُّرُّ وَاَنْتَ اَرْحَمُ الرّٰحِمِيْنَ۔

**રબ્બિ ઈન્નિ મસ્સનિયદ્ દુર્રુ વ અન્ત અર્હમુર્રાહિમીન.**

(સૂ. અલ અમ્બિયા, પારહ : ૧૭, આયત -૮૩)

## માથાનો દુ:ખાવો દૂર કરવા માટે

જો કોઈ માણસને માથામાં દુ:ખાવો થતો હોય તો એને જોઈએ કે તે પોતાના માથા પર હાથ મૂકીને એકતાળીસ વખત **"બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ"** بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ط ને પઢીને દમ કરી લે. ઈન્શાઅલ્લાહ શિફા થઈ જશે. અનુભવસિદ્ધ અમલ છે.

## (આંખોના) ભવાંના દુ:ખાવા માટે

જો કોઈને આંખોના ભવાંમાં દુ:ખાવો થતો હોય તો તે આ આયતને સાત (૭) વખત પઢીને દમ કરી લે :

وَلَوۡ اَنَّ مَا فِی الۡاَرۡضِ مِنۡ شَجَرَةٍ اَقۡلَامٌ
وَّالۡبَحۡرُ يَمُدُّهٗ مِنۡۢ بَعۡدِهٖ سَبۡعَةُ اَبۡحُرٍ مَّا
نَفِدَتۡ كَلِمٰتُ اللّٰهِ ط اِنَّ اللّٰهَ عَزِيۡزٌ حَكِيۡمٌ ﴿۲۷﴾

**વલવ્ અન્ન મા ફિલ અર્દિ મિન શ-જરતિન અકલામુંવ્ વલ બહ્રુ, યમુદ્દુહુ મિમ્ બઅ્દિહી સબ્અતુ અબ્હુરિમ મા નફીદત્ કલિમાતુલ્લાહ, ઈન્નલ્લા-હ અઝીઝુન હકીમ.** (સૂ. લુકમાન : પારહ : ૨૧)

## દિમાગની કમજોરી માટે

જેનું દિમાગ કમજોર હોય તે ફર્ઝ નમાઝ પછી અગિયાર (૧૧) વખત ઈસ્મે આ'ઝમ "!يَا قَوِيُّ"–**"યા કવિય્યુ"** પઢીને હથેળી પર દમ કરે અને માથા પર હાથ ફેરવી લે.

## ભૂલી જવાની બીમારી દૂર કરવા માટે

દરેક ફર્ઝ નમાઝ પછી –"اَلرَّحْمٰنُ" **"અર્રહમાન"** સો (૧૦૦) વખત પઢવાથી નિસ્યાનની બીમારી દૂર થઈ જશે.

## વધુ પડતી ઊંઘ આવતી હોય તો...

જો કોઈને ઘણી જ ઊંઘ આવતી હોય તો સૂતી વખતે આ દુઆ પઢી લે, ઈન્શાઅલ્લાહ ઊંઘનો ગલબો ઓછો થઈ જશે :

اِنَّ رَبَّكُمُ اللّٰهُ الَّذِىْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ
فِىْ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسْتَوٰى عَلَى الْعَرْشِ يُغْشِى
الَّيْلَ النَّهَارَ يَطْلُبُهٗ حَثِيْثًا لا وَّالشَّمْسَ وَالْقَمَرَ
وَالنُّجُوْمَ مُسَخَّرٰتٍۭ بِاَمْرِهٖ ط اَلَا لَهُ الْخَلْقُ وَالْاَمْرُ ط
تَبٰرَكَ اللّٰهُ رَبُّ الْعٰلَمِيْنَ ﴿۵۴﴾

**ઈન્ન રબ્બ-કુમુલ્લાહુલ્લઝી ખલકસ્સમાવાતિ વલ અર્દ ફી સિત્તતિ અય્યામિન સુમ્મસ્તવા અલલ્ અર્શિ, યુગ્શિલ્ લયલન્નહા-ર યત્લુબુહુ હષીષંવ્ વશ્શમ્શ, વલ ક-મ-ર, વન્નુજુ-મ, મુસખ્ખરાતિમ્ બિઅમ્રિહી અલા લહુલ ખલ્કુ વલ અમ્રુ તબારકલ્લાહુ રબ્બુલ આલમીન.** (સૂ. અઅરાફ : પારહ : ૮)

اُدْعُوْا رَبَّكُمْ تَضَرُّعًا وَّخُفْيَةً ۭ اِنَّهٗ لَا يُحِبُّ الْمُعْتَدِيْنَ ۝۵۵ وَلَا تُفْسِدُوْا فِي الْاَرْضِ بَعْدَ اِصْلَاحِهَا وَادْعُوْهُ خَوْفًا وَّطَمَعًا ۭ اِنَّ رَحْمَتَ اللّٰهِ قَرِيْبٌ مِّنَ الْمُحْسِنِيْنَ ۝۵۶

**ઉદ્ઉ રબ્બકુમ તદર્રુઅંવ્ વ ખુફ્યતન્ ઈન્નહુ લા યુહિબ્બુલ મુઅ્તદિન. વલા તુફસિદૂ ફિલ અર્દિ બઅ્દ ઈસ્લાહિહા વદઉહુ ખવફંવ્ વ તમઅન ઈન્ન રહમતલ્લાહિ કરીબુમ્ મિનલ મુહ્સિનીન.** (સૂ. અઅરાફ : પારહ : ૮)

## મિર્ગી-ખેંચની બીમારી

મિર્ગી-ખેંચની બીમારીના મરીઝના માથા પર આ આયત ત્રણ (૩) વખત લખીને બાંધવી ફાયદાકારક છે.

إِنَّ الَّذِينَ فَتَنُوا الْمُؤْمِنِينَ وَالْمُؤْمِنٰتِ ثُمَّ
لَمْ يَتُوبُوا فَلَهُمْ عَذَابُ جَهَنَّمَ وَلَهُمْ
عَذَابُ الْحَرِيقِ ﴿١٠﴾

**ઈન્નલ લઝી-ન ફ-તનુલ મુઅ્મિની-ન વલ મુઅ્મિનાતિ ષુમ્મ લમ યતુબુ ફ-લહુમ અઝાબુ જહન્ન-મ વ લહુમ અઝાબુલ હરીક.** (સૂ. બુરૂજ, પારહ : ૩૦)

## આધાશીશી માટે

આધાશીશીના બીમારના માથા પર જો આ આયત લખીને બાંધવામાં આવે અને વરસાદના પાણી પર અગિયાર (૧૧) વખત પઢીને પિવડાવવામાં આવે તો ઈન્શા અલ્લાહ બીમારીથી શિફા થઈ જશે.

قَالُوا حَرِّقُوهُ وَانْصُرُوا اٰلِهَتَكُمْ إِنْ كُنْتُمْ
فٰعِلِينَ ﴿٦٨﴾ قُلْنَا يٰنَارُ كُونِي بَرْدًا وَّسَلٰمًا

**કાલૂ હર્રિકુહુ વન્સુરૂ આલિહ-તકુમ ઈન કુન્તુમ ફાઈલીન. કુલ ના યા નારુ કુની બરદંવ્ વ સલામા.**

## જુનૂન-પાગલપણું

સાત કુંવાના પાણી લઈને તેના પર સૂરએ મુઅવ્વઝતૈન (કુલ અઉઝુ બિરબ્બિલ ફલક અને કુલ અઉઝુ બિરબ્બિન્નાસ) પઢી પાણી પર દમ કરીને બીમારને પિવડાવવામાં આવે.

## હિઝયાન (માથાની એક પ્રકારની બીમારી)

બીમારના માથા પર આ આયત લખીને બાંધવામાં આવે તો ઈન્શા અલ્લાહ હિઝયાન દૂર થઈ જશે. આયત આ છે :

لَا يُؤَاخِذُكُمُ اللّٰهُ بِاللَّغْوِ فِيْٓ اَيْمَانِكُمْ ۔

**લા યુઆખિઝુકુમુલ્લાહુ બિલ્લગ્‌વી ફિ અય્‌માનિકુમ.**

(સૂ. બકરહ, પારહ : ૨, આયત : ૨૨૫)

## વહેમ-શંકાની બીમારી માટે

જે કોઈને વહેમની બીમારી હોય તો એના પર (૧૧) વખત મુઅવ્વઝતૈન અને (૧૧) વખત આ આયત પઢીને દમ કરવામાં આવે :

مَا جِئْتُمْ بِهِ ۙ السِّحْرُ ؕ اِنَّ اللّٰهَ سَيُبْطِلُهٗ ؕ

اِنَّ اللّٰهَ لَا يُصْلِحُ عَمَلَ الْمُفْسِدِيْنَ ﴿۸۱﴾

**મા જિઅ્તુમ બિહિસ્સિહ્રુ ઈન્નલ્લા-હ સયુબ્તિલુહુ ઈન્નલ્લા-હ લા યુસ્લિહુ અ-મ-લલ્ મુફ્સિદી-ન.** (સૂ. યૂનુસ, પારહ : ૧૧)

## આંખોના દુ:ખાવા માટે

ફજરની સુન્નત અને ફર્ઝ દરમિયાન સૂરએ મુલ્ક પઢીને દમ કરવું આંખોના દુ:ખાવાને દૂર કરવા માટે ઘણું લાભદાયક છે.

## નાખુના (નખના ન્યૂ કપાઈ જવા)

ત્રણ વખત સૂ. ઈખ્લાસ (કુલ હુવલ્લાહુ અહદ) પઢીને આંખો પર દમ કરવામાં આવે તો ઈન્શાઅલ્લાહ નાખુના (નખના ન્યૂ કપાઈ જવા)ની તકલીફ ખત્મ થઈ જશે.

## મોતીયા માટે

દરેક ફર્ઝ નમાઝ પછી આ આયતને ત્રણ વખત પઢીને આંગળી પર દમ કરીને આંખો પર ફેરવવામાં આવે. મોતીયા માટે આ દુઆ ઘણી જ લાભદાયક છે :

فَكَشَفْنَا عَنْكَ غِطَآءَكَ فَبَصَرُكَ الْيَوْمَ حَدِيْدٌ ﴿٢٢﴾

**ફ-ક શફ્ના અન્ક ગિતાઅ-ક ફ-બસરુકલ્ યવ્મ હદીદ.** (સૂ. કાફ, પારહ : ૨૬)

## આંખોના ઝખમ માટે

સૂરએ હુમઝહ પઢીને આંખોના ઝખમ પર દમ કરવામાં આવે. ઈન્શા અલ્લાહ બીમારીથી શિફા થઈ જશે.

## કમળાથી શિફા માટે

જેને કમળો થઈ ગયો હોય તેને દસ (૧૦) વખત આ આયતે શરીફહ પાણી પર દમ કરીને પિવડાવવાથી ઈન્શાઅલ્લાહ કમળામાં ઘણો જ ફાયદો થશે :

سَبَّحَ لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ۚ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ①

**સબ્બ-હ લિલ્લાહિ મા ફિસ્સમાવાતિ વમા ફિલ અર્દિ વહુવલ્ અઝીઝુલ્ હકીમ.** (સૂ. શફ્ફ, પારહ : ૨૮)

## નજર સતેજ કરવા માટે

દરેક ફર્ઝ નમાઝ પછી શરૂઆતમાં અને છેવટમાં ત્રણ-ત્રણ વખત દુરૂદ શરીફ અને અગિયાર (૧૧) વખત "يَانُوْرُ!" **"યા નૂરુ"** પઢીને શહાદતની આંગળી પર દમ કરીને આંખો પર ફેરવવામાં આવે. નજરની કમજોરી માટે લાભદાયક છે.

## કાનના દર્દ માટે

જો કોઈને કાનમાં દુ:ખાવો થતો હોય તો આ આયતને સરસીયાના તેલ પર દમ કરીને કાનમાં ટપકાવવામાં આવે, ઈન્શાઅલ્લાહ દુ:ખાવો દૂર થઈ જશે. દુઆ આ છે :

إِنَّ السَّمْعَ وَالْبَصَرَ وَالْفُؤَادَ كُلُّ أُولَٰئِكَ كَانَ عَنْهُ مَسْئُولًا ﴿٣٦﴾

**ઈન્નસ્સમ્અ વલ બ-સ-ર વલ ફુઆ-દ કુલ્લુ ઉલાઇ-ક કા-ન અન્હુ મસઉલા.** (સૂ. બની ઈસ્રાઈલ, પારહ : ૧૫)

## કાનનું વહેવું

જો કોઈને કાન વહેતો હોય (રસી નીકળતી હોય) તો સૂરએ અઅ્લા ત્રણ વખત પઢીને કાનમાં દમ કરવામાં આવે.

## બહેરાપણું

જો કોઈ માણસ ઓછું સાંભળતો હોય તો આ આયતને સાત વખત પઢીને દમ કરવામાં આવે.

وَإِذَا قُرِئَ الْقُرْآنُ فَاسْتَمِعُوا لَهُ وَأَنْصِتُوا لَعَلَّكُمْ تُرْحَمُونَ ﴿٢٠٤﴾

**વ ઈઝા કુરીઅલ કુર્આનુ ફસ્તમીઉ લહુ વઅન્સિતુ લઅલ્લકુમ તુરહમુન.** (સૂ. અઅરાફ : પારહ : ૯)

## નકસીર ફૂટવી

જો કોઈ માણસને નકસીર ફૂટી હોય તો આ આયતને અગિયાર (૧૧) વખત પાણી પર દમ કરીને પિવડાવવામાં આવે, તો ઈન્શાઅલ્લાહ લોહીનું આવવું બંધ થઈ જશે :

وَمَا مُحَمَّدٌ اِلَّا رَسُوْلٌ ۚ قَدْ خَلَتْ مِنْ قَبْلِهِ الرُّسُلُ ؕ
اَفَا۟ئِنْ مَّاتَ اَوْ قُتِلَ انْقَلَبْتُمْ عَلٰٓى اَعْقَابِكُمْ ؕ

**વમા મુહમ્મદુન્ ઈલ્લા રસૂલ, કદ્ ખલત્ મિન કબ્લિહીર્રુસૂલ. અ-ફ ઈમ્મા-ત અવ્ કુતિલન્ કલબ્તુમ અલા અઅ્કાબિકુમ.** (સૂ. આલિ ઈમરાન : પારહ : ૪)

## શરદી-સળેખમ માટે

જો કોઈ માણસને શરદીના કારણે વારંવાર છીંકો આવતી હોય તો આ આયતને અગિયાર (૧૧) વખત કોઈ ખાવાની વસ્તુ પર દમ કરીને બીમારને ખવડાવવામાં આવે.

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِيْٓ اَنْزَلَ عَلٰى عَبْدِهِ الْكِتٰبَ
وَلَمْ يَجْعَلْ لَّهٗ عِوَجًا ۟ۜ ①

**અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અન્ઝ-લ અલા અબ્દિહીલ કિતા-બ વલમ્ યજ્અલ્ લહુ ઈ-વ-ઝા.** (સૂ. કહફ, પા : ૧૫)

## દાંત હાલતા હોય તો

વિત્રની નમાઝની પહેલી રકા'તમાં **ઈઝા જા-અ નસ્રુલ્લાહિ** અને બીજી રકા'તમાં **તબ્બત યદા** અને ત્રીજી રકા'તમાં **કુલ હુવલ્લાહુ અહદ**ને પાબંદી સાથે પઢવાથી દાંતની તમામ તકલીફો માટે ઘણું જ ફાયદાકારક છે.

## વાતચીતમાં રુકાવટ (તોતડાપણું)

જો કોઈ માણસ બરાબર બોલી શકતો ન હોય-બોલવામાં તોતડાતો હોય તો પાંચેવ નમાઝો પછી (૨૧-૨૧) વખત આ આયતને પઢી લે, ઈન્શાઅલ્લાહ ઘણો જ ફાયદો થશે.

رَبِّ اشْرَحْ لِیْ صَدْرِیْ ﴿۲۵﴾ وَیَسِّرْ لِیْۤ اَمْرِیْ ﴿۲۶﴾

وَاحْلُلْ عُقْدَةً مِّنْ لِّسَانِیْ ﴿۲۷﴾ یَفْقَهُوْا قَوْلِیْ ﴿۲۸﴾

**રબ્બિશ્રહ્લી સદ્રી, વ યસ્સિર્ લી અમ્રિ, વહ્લુલ્ ઉક્દતમ્ મિલ્ લિસાની, યફ્કહૂ કવ્લી.** (સૂ. તાહા-પા. ૧૬)

## જીભનો સોજો

એકતાળીસ (૪૧) વખત આ આયતને પઢીને દમ કરવામાં

આવે તો ઝબાનનો સોજો દૂર થઈ જશે, ઈન્શાઅલ્લાહ.

إِنَّ اللّٰهَ يُمْسِكُ السَّمٰوٰتِ وَالْاَرْضَ اَنْ
تَزُوْلَا ۚ وَلَئِنْ زَالَتَا إِنْ اَمْسَكَهُمَا مِنْ اَحَدٍ
مِّنْ بَعْدِهٖ ؕ اِنَّهٗ كَانَ حَلِيْمًا غَفُوْرًا ﴿٤١﴾

**ઈન્નલ્લા–હ યુમ્સિકુસ્સમાવાતિ વલ અર્દ અન તઝુલા. વ લઈન ઝા–લતા ઈન અમ્સકહુમા મિન અ–હ–દિમ્ મિમ્ બઅ્દિહી. ઇન્નહુ કા–ન હલીમુન્ ગફુરા.** (સૂ. ફાતિર : પા. ૨૨)

## લકવા

જો કોઈ માણસને લકવા થઈ ગયો હોય તો એને આયત લખીને તા'વીઝ બનાવીને તેના ગળામાં લટકાવી દેવામાં આવે, ઈન્શાઅલ્લાહ શિફા થઈ જશે :

قَدْ نَرٰى تَقَلُّبَ وَجْهِكَ فِي السَّمَآءِ ۚ
فَلَنُوَلِّيَنَّكَ قِبْلَةً تَرْضٰهَا ۖ فَوَلِّ وَجْهَكَ
شَطْرَ الْمَسْجِدِ الْحَرَامِ ؕ

**કદ્ નરા તકલ્લુ–બ વજ્હિ–ક ફિસ્સમાઈ ફ–લ નુવલ્લિયન્ન–ક કિબ્લતન્ તર્દાહા. ફવલ્લિ વજ્હ–ક**

**શત્રલ મસ્જિદિલ હરામ.** (સૂ. બકરહ, પારહ : ૨)

## મોઢામાં ચાંદી

જો કોઈ માણસના મોઢામાં ચાંદી હોય તો સૂરએ કવષર એકવીસ (૨૧) વખત બદામ પર દમ કરીને તેને ઘસીને મોઢાની ફોલ્લીઓ અને ચાંદી પર ઘસવામાં આવે તો ઈન્શાઅલ્લાહ શિફા થઈ જશે.

## ગળામાં ગાંઠ અને દુઃખાવો હોય તો

ગળાની ખરાશ અને દુઃખાવા માટે એક સો એક (૧૦૧) વખત આ આયતને ગાયના માખણ પર દમ કરીને ગળામાં લગાવે અને એ જ આયતને સાત વખત નમક-મીઠા પર પઢીને લગાવે, ઈન્શાઅલ્લાહ ફાયદો થઈ જશે. અનુભવસિદ્ધ અમલ છે :

فَلَوْلَآ اِذَا بَلَغَتِ الْحُلْقُوْمَ ﴿٨٣﴾ وَاَنْتُمْ
حِيْنَىِٕذٍ تَنْظُرُوْنَ ﴿٨٤﴾

**ફલવ્ લા ઈઝા બ-લ-ગતિલ હુલ્કુમ. વ અન્તુમ હિ-નઈઝીન તન્ઝુરુન.** (સૂ. વાકિઅહ : પારહ : ૨૭)

## ગરદનના દુ:ખાવા માટે

ગરદનના દુ:ખાવા માટે આ આયતને કાગળ યા કપડા પર લખીને ગળામાં લટકાવવામાં આવે. ઘણું જ મુફીદ છે :

إِنَّا جَعَلْنَا فِي أَعْنَاقِهِمْ أَغْلَالًا فَهِيَ إِلَى
الْأَذْقَانِ فَهُمْ مُقْمَحُونَ ○

**ઈન્ના જઅલ્ના ફિ અઅ્નાકિહીમ અગ્લાલન, ફહિ-ય ઈલલ્ અઝ્કાની ફહુમ મુક્મહુન.** (સૂ. યાસીન : ૫ા : ૨૩)

## હેડકી બંધ કરવા માટે

ત્રણ શ્વાસમાં પાણી પીએ અને દરેક શ્વાસ પર સાત વખત -"! يَا حَفِيظُ" "યા હફીઝુ" પઢવામાં આવે. ઈન્શાઅલ્લાહ હેડકી બંધ થઈ જશે.

## છાતીનું દર્દ

છાતીના દુ:ખાવા માટે આ આયતને લખીને ગળામાં બાંધવું ફાયદાકારક છે.

أَفَمَنْ شَرَحَ اللّٰهُ صَدْرَهُ لِلْإِسْلَامِ ـ

**અ-ફ-મન્ શર-હલ્લાહુ સદ્રહુ લિલ ઈસ્લામ.**

## ખાંસી

સૂરએ ઈખ્લાસ (કુલ હુવલ્લાહુ અહદ) એકતાળીસ (૪૧) વખત પાણી પર દમ કરીને પિવડાવવું ખાંસીથી શિફા માટે ઘણું જ મુફીદ છે.

## ફેફસાના દુઃખાવા માટે

જો કોઈના ફેફસામાં દુઃખાવો થતો હોય અથવા પાણી ભરાઈ ગયું હોય તો શરૂ અને છેવટમાં ત્રણ–ત્રણ વખત દુરૂદ શરીફ અને અગિયાર (૧૧) વખત આ આયતને પાણી પર દમ કરીને એકતાળીસ (૪૧) દિવસ સુધી લગાતાર બીમારને પિવડાવવામાં આવે. ઘણો જ અનુભવસિદ્ધ અમલ છે.

اَلرَّحْمٰنُ ۝١ عَلَّمَ الْقُرْاٰنَ ۝٢ خَلَقَ الْاِنْسَانَ ۝٣
عَلَّمَهُ الْبَيَانَ ۝٤ اَلشَّمْسُ وَالْقَمَرُ
بِحُسْبَانٍ ۝٥ وَّالنَّجْمُ وَالشَّجَرُ يَسْجُدٰنِ ۝٦
وَالسَّمَآءَ رَفَعَهَا وَوَضَعَ الْمِيْزَانَ ۝٧ થી
مَرَجَ الْبَحْرَيْنِ સુધી

અર્રહ્માન. અલ્લમલ્ કુર્આન. ખલકલ્ ઇન્સા–ન;

અલ્લમહુલ્ બયાન, અશ્શમ્સુ વલ્ક-મરુ બિ-હુસ્બાનિંવ્; વન્નજ્મુ વશ્શ-જરુ યસ્જુદાન. વસ્સમા-અ રફ-અહા વ-વ-દ-અલ્ મીઝા-ન; અલ્લા તત્ગવ્ ફિલ્ મીઝાન, વ અકીમુલ્ વઝ્ન બિલ્કિસ્તિ વલા તુખ્સિરુલ્ મીઝાન. વલ્અર્દ વ-દ-અહા લિલ્અનામિ; ફીહા ફાકિ-હતુંવ્વન્નખ્લુ ઝાતુલ્ અક્મામ. વલ્હબ્બુ ઝુલ્અસ્ફિ વર્રયૂહાન. ફ-બિઅય્યિ આલાઇ રબ્બિકુમા તુકઝ્ઝિબાન. ખ-લ-કલ્ ઇન્સા-ન મિન્ સલ્સાલિન્ કલ્ફખ્ખારિ; વ ખ-લ-કલ્ જાન્ન મિમ્મારિજિમ્ મિન્નાર. ફ-બિઅય્યિ આલાઇ રબ્બિકુમા તુકઝ્ઝિબાન. રબ્બુલ્ મશ્રિકયનિ વ રબ્બુલ્ મગ્રિબયનિ, ફ-બિઅય્યિ આલાઇ રબ્બિકુમા તુકઝ્ઝિબાન. મ-ર-જલ્ બહ્રયન... છેવટ સુધી (સૂ. રહમાન : પારહ : ૨૭)

## દિલના દર્દ-હાર્ટ અટેક

જો કોઈની છાતીમાં દુ:ખાવો હોય તો આ આયત લખીને તેને તાવીઝ બનાવીને ગળામાં એવી રીતે લટકાવવામાં આવે કે તાવીઝ છાતી પર લટકેલું રહે, દર્દ ખતમ થઈ જશે :

يَخْرُجُ مِنْ بُطُوْنِهَا شَرَابٌ مُّخْتَلِفٌ اَلْوَانُهٗ

فِيْهِ شِفَآءٌ لِّلنَّاسِ ط

યખ્રુજુ મિમ્ બુતુનિહા શરાબુમ્ મુખ્તલિફુન અલ્વાનુહૂ ફિહી શિફાઉલ્લિન્નાસ. (સૂ. નહલ : પારહ : ૧૪)

# દિલનું ધડકવું

જો કોઈના દિલ–છાતીના ધબકારા વધઘટ થતા હોય તો આ આયતને લખીને ગળામાં એ પ્રમાણે લટકાવે કે એ તાવીઝ એના દિલ–છાતી પર રહે. તે દુઆ આ છે :

لَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ۔

**લા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ.**

# માણસ કોમા (I. C. U.)માં જતો રહયો હોય તો

જે માણસ આઈ. સી. યુ. અથવા કોમામાં જતો રહયો અને તેના બચવાની ઉમ્મીદ ન હોય તો તેવા મરીઝ–બીમારને નીચેની આયત લખીને તેને તાવીઝ બનાવીને ગળામાં બાંધવું અને કાચની રકાબી પર લખીને ધોઈને પિવડાવવું ઘણું જ ફાયદાકારક છે.

قُلْ يٰعِبَادِيَ الَّذِيْنَ اَسْرَفُوْا عَلٰٓى اَنْفُسِهِمْ لَا تَقْنَطُوْا مِنْ رَّحْمَةِ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ يَغْفِرُ الذُّنُوْبَ جَمِيْعًا ؕ اِنَّهٗ هُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ﴿۵۳﴾

**કુલ યા ઈબાદિયલ્લઝી-ન અશ્રફુ અલા અન્ફુસિહિમ લા તક્નતુ મિર્રહમતિલ્લાહ. ઈન્નલ્લા-હ યગ્ફિરુઝ ઝુનુ-બ જમીઆ. ઈન્નહુ હુવલ ગફુરુર્રહીમ.** (સૂ. ઝુમર : પા : ૨૪)

## જઠરના દુ:ખાવા માટે

જેના જઠરમાં દુ:ખાવો હોય તે ફજરની નમાઝ પછી એકવીસ (૨૧) વખત આયતને પાણી પર દમ કરીને એકવીસ (૨૧) દિવસ સુધી પિવડાવવામાં આવે.

رَبَّنَا لَا تُزِغْ قُلُوبَنَا بَعْدَ إِذْ هَدَيْتَنَا وَهَبْ
لَنَا مِن لَّدُنكَ رَحْمَةً ۚ إِنَّكَ أَنتَ الْوَهَّابُ ⑧

**રબ્બના લા તુઝિગ્ કુલૂબ-ના બઅ્દ ઈઝ હદયતના વહબ્ લના મિન લદુન્ક રહમહ્. ઈન્ન-ક અન્તલ વહ્હાબ.**

## પેટના દુ:ખાવા માટે

જો કોઈના પેટમાં દુ:ખાવો હોય તો સાત વખત આ આયતને મીઠા પર દમ કરીને બીમારને ચટાડવામાં આવે :

وَاللَّهُ أَخْرَجَكُم مِّن بُطُونِ أُمَّهَاتِكُمْ

**વલ્લાહુ અખ્રજ-કુમ મિમ્ બુતૂની ઉમ્મહાતિકુમ.**

(સૂ. નહલ : પારહ : ૧૪)

## તરસ વધારે લાગવી

જો કોઈને વધુ તરસ લાગતી હોય તો આ આયતને સાત વખત પઢીને પાણી પર દમ કરીને પિવડાવવાથી ઘણો ફાયદો થશે.

وَاَنْزَلْنَا مِنَ السَّمَآءِ مَآءًۢ بِقَدَرٍ فَاَسْكَنّٰهُ فِى الْاَرْضِ

**વ અન્ઝલ્ના મિનસ્સમાઈ મા-અમ્ બિ-ક-દ-રિન ફ અસ્કન્નાહુ ફિલ અર્દિ.** (સૂ. મુઅમિનુન : પારહ : ૧૮)

## ભૂખ ઓછી લાગતી હોય તો

જો કોઈને ભૂખ ઓછી લાગતી હોય તો આ આયતને એકતાળીસ (૪૧) વખત પઢીને ખાવા પર દમ કરીને તેને ખવડાવવામાં આવે. (સૂ. શુઅરા : પારહ : ૧૯)

**હુ-વ યુત્ઈમુની વ યસ્કીન.** - هُوَ يُطْعِمُنِىْ وَيَسْقِيْنِ

## ગુર્દાના દુઃખાવા માટે

ગુર્દાના દુઃખાવા માટે આ આયતને એકવીસ વખત પઢીને પાણી પર દમ કરીને પિવડાવવાથી ફાયદો થશે.

وَهُوَ الَّذِىْ يُرْسِلُ الرِّيٰحَ بُشْرًا بَيْنَ يَدَىْ
رَحْمَتِهٖ ؕ حَتّٰۤى اِذَاۤ اَقَلَّتْ سَحَابًا ثِقَالًا سُقْنٰهُ
لِبَلَدٍ مَّيِّتٍ فَاَنْزَلْنَا بِهِ الْمَآءَ فَاَخْرَجْنَا بِهٖ
مِنْ كُلِّ الثَّمَرٰتِ ؕ كَذٰلِكَ نُخْرِجُ الْمَوْتٰى
لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ ﴿۵۷﴾

વહુ-વલ્લઝી યુર્સિલુર્રિયા-હ બુશ્રમ્ બચ્ન યદય્ રહ્મતિહ્. હત્તા ઈઝા અકલ્લત સહાબન્ષિકાલન સુકનાહુ લિ-બલદિમ મચ્યિતીન ફ અન્ઝલ્ના બિહિલ મા-અ ફ અખ્રજના બિહી મિન કુલ્લિષ્ષમરાત. કઝાલિ-ક નુખ્રિજુલ મવ્તા લઅલ્લકુમ તઝક્કરુન. (સૂ. અઅરાફ)

## પેશાબની નળીના દુ:ખાવા માટે

પેશાબની નળીમાં દુ:ખાવો હોય તો અગિયાર (૧૧) દિવસ સુધી આ આયતને અગિયાર (૧૧) વખત પઢીને પાણી પર દમ કરીને પિવડાવવાથી ઘણો ફાયદો થશે.

قُلْ يٰعِبَادِىَ الَّذِيْنَ اَسْرَفُوْا عَلٰۤى اَنْفُسِهِمْ
لَا تَقْنَطُوْا مِنْ رَّحْمَةِ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ يَغْفِرُ
الذُّنُوْبَ جَمِيْعًا ؕ اِنَّهٗ هُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ﴿۵۳﴾

**વા ઈબાદિયલ્લઝી-ન અસ્રફુ અલા અન્ફુસિહિમ લા તક્નતૂ મિર્રહ્મતિલ્લાહ. ઈન્નલ્લા-હ યગ્ફિરુઝ્ઝુનુ-બ જમીઆ. ઈન્નહુ હુવલ ગફૂરુર્રહીમ.** (સૂ. ઝુમર)

## પેશાબ બંધ થઈ જાય તો

જો કોઈને પેશાબ આવતો બંધ થઈ જાય તો ઈકોતેર (૭૧) વખત આ આયતને પઢીને પાણી પર દમ કરીને બીમારને પિવડાવવામાં આવે અને લખીને ગળામાં બાંધવામાં આવે તો ઈન્શાઅલ્લાહ પેશાબ ચાલુ થઈ જશે. આ અમલ ઘણો અનુભવસિદ્ધ છે.

وَاِذِ اسْتَسْقٰى مُوْسٰى لِقَوْمِهٖ فَقُلْنَا اضْرِبْ
بِّعَصَاكَ الْحَجَرَ ؕ فَانْفَجَرَتْ مِنْهُ اثْنَتَا
عَشْرَةَ عَيْنًا ؕ قَدْ عَلِمَ كُلُّ اُنَاسٍ
مَّشْرَبَهُمْ ؕ كُلُوْا وَاشْرَبُوْا مِنْ رِّزْقِ اللّٰهِ
وَلَا تَعْثَوْا فِي الْاَرْضِ مُفْسِدِيْنَ ۝٦٠

**વ ઈઝિસ્તસ્કા મૂસા લિકવ્મિહી ફકુલ્નદ્રિબ્ બિ-અસાકલ હજર, ફન્ફજરત મિન્હુષ્નતા અશ્ર-ત અય્નના, કદ અલિ-મ કુલ્લુ ઉનાસિમ્ મશ્રબહુમ.**

કુલૂ વશ્રબૂ મિર્ રિઝ્કિલ્લાહિ વલા તઅ્ષવ્ ફિલ અર્દિ મુફસિદીન. (સૂ. બકરહ : પારહ : ૧)

# જિર્યાન-(મર્દને) ધાત જતી હોય તો

જિર્યાનના મરીઝ–બીમારને સૂરએ હુજૂરાત ત્રણ વખત પાણી પર દમ કરીને એકતાળીસ (૪૧) દિવસ સુધી પિવડાવવામાં આવે, ઈન્શાઅલ્લાહ શિફા થઈ જશે.

# નામર્દી

જો કોઈ માણસ હમબિસ્તરી કરવા પર કુદરત–તાકત ધરાવતો ન હોય તો તેને ફજરની નમાઝ પછી આ આયતને મરઘીના ઈંડા પર દમ કરીને એકતાળીસ (૪૧) દિવસ સુધી લગાતાર ખવડાવવામાં આવે, ઈન્શાઅલ્લાહ તે હમબિસ્તરી કરવા પર શક્તિમાન થઈ જશે. અનુભવસિદ્ધ છે.

يَآاَيُّهَا النَّاسُ اتَّقُوْا رَبَّكُمُ الَّذِىْ خَلَقَكُمْ
مِّنْ نَّفْسٍ وَّاحِدَةٍ وَّخَلَقَ مِنْهَا زَوْجَهَا وَبَثَّ
مِنْهُمَا رِجَالًا كَثِيْرًا وَّنِسَآءً ۚ وَاتَّقُوا اللّٰهَ
الَّذِىْ تَسَآءَلُوْنَ بِهٖ وَالْاَرْحَامَ ؕ اِنَّ اللّٰهَ كَانَ
عَلَيْكُمْ رَقِيْبًا ①

**યા અય્યુહન્નાસુત્તકૂ રબ્બકુમુલ્લઝી ખ–લ–ક–કુમ મિન નફસિંવ્ વાહિદતિંવ્ વ ખ–લ–ક મિન્હા ઝવ્જહા વ બષ્ષ મિન્હુમા રિજાલન કષીરંવ્ વ નિસાઆ. વત્તકુલ્લાહ–લ્લઝી તસાઅલુ–ન બિહિ વલ અર્હામ. ઈન્નલ્લા–હ કા–ન અલયકુમ રકીબા.** (સૂ. નિસાઅ : પારહ : ૪)

## એહતિલામ વધારે થતું હોય તો..

સૂતી વખતે સૂરએ નૂહને પઢી લેવામાં આવે તો એહતિલામ થવાથી ઈન્શાઅલ્લાહ હિફાઝત થઈ જશે.

## બવાસીર-મસા

દરરોજ સાત (૭) વખત આ ઈસ્મે આ'ઝમ– "یَامَالِكُ!" **"યા માલિકુ"**નો એકતાળીસ (૪૧) દિવસ સુધી વિર્દ કરવાથી બવાસીર–મસામાં ઈન્શાઅલ્લાહ ઘણો જ ફાયદો થશે.

## અવરતને દૂધ ઓછું આવતું હોય તો

જો કોઈ અવરતની છાતીમાં દૂધ પેદા ન થતું હોય તો તે અવરતને એક સો એક (૧૦૧) વખત :

وَهِيَ تَجْرِيْ بِهِمْ فِيْ مَوْجٍ كَالْجِبَالِ

**વહી–ય તજ્રી બિહિમ ફી મવ્જીન કલ્ જીબાલ.** (સૂ. હૂદ : પારહ : ૧૨) તથા એક સો એક (૧૦૧) વખત

فِيهِمَا عَيْنَانِ تَجْرِيَانِ۔

**ફિહીમા અય્નાનિ તજ્રિયાન** (સૂ. રહમાન, પા : ૨૭)

આ આયતને વરસાદના પાણી પર દમ કરી પિવડાવવામાં આવે તો ઈન્શાઅલ્લાહ ખૂબ પ્રમાણમાં દૂધ આવતું થઈ જશે.

## પિસ્તાન (સ્તન)માં સોજો થઈ જાય તો

જો કોઈ અવરતને પિસ્તાન–સ્તનમાં વરમ–સોજો આવી ગયો હોય તો સૂરએ ઈખ્લાસ (કુલ હુવલ્લાહુ અહદ) અને મુઅવ્વઝતૈન (બે કુલ) દસ–દસ વખત પાણી પર દમ કરીને અવરતને પિવડાવવામાં આવે તો ઈન્શાઅલ્લાહ સોજો દૂર થઈ જશે.

## અવરતને ધાત જતી હોય તો...

જો કોઈ અવરતને ધાત જતી હોય અથવા સફેદ પાણી નીકળતું હોય તો ત્રણ સો (૩૦૦) વખત આ આયતને ગુલાબના પાણી પર દમ કરીને એકતાળીસ (૪૧) દિવસ સુધી પિવડાવવામાં આવે. ઈન્શાઅલ્લાહ બીમારી દૂર થઈ જશે.

وَيَشۡفِ صُدُوۡرَ قَوۡمٍ مُّؤۡمِنِيۡنَ ﴿۱۴﴾ وَنُنَزِّلُ مِنَ الۡقُرۡاٰنِ مَا هُوَ شِفَآءٌ بِحَقِّ اِيَّاكَ نَعۡبُدُ وَ اِيَّاكَ نَسۡتَعِيۡنُ۔

**વયશ્ફિ સુદુ–ર કવ્મિમ્ મુઅ્મિનીન. વ નુનઝ્ઝિલુ મિનલ કુર્આની મા હુ–વ શિફાઅ. બિહક્કિ ઈય્યા–ક નઅ્બુદુ વ ઈય્યા–ક નસ્તઈન.**

## હૈઝ-માસિક ઓછું આવતું હોય તો

જો કોઈ અવરતને હૈઝ–માસિક ઓછું આવતું હોય તો દરરોજ ત્રણ સો એકતાળીસ (૩૪૧) વખત આ આયતને ઝમઝમના પાણી પર દમ કરીને અગિયાર દિવસ સુધી પિવડાવવામાં આવે.

لَاۤ اِلٰهَ اِلَّاۤ اَنۡتَ سُبۡحٰنَكَ اِنِّىۡ كُنۡتُ مِنَ الظّٰلِمِيۡنَ۔

**લા ઈલા–હ ઈલ્લા અન્ત સુબ્હાન–ક ઈન્ની કુન્તુ મિનઝ્ ઝાલિમીન.**

## હૈઝ-માસિક વધારે આવતું હોય તો

જો કોઈ અવરતને હૈઝ વધુ પ્રમાણમાં આવતું હોય તો આ

આયત લખીને પેટ પર બાંધવામાં આવે. (સૂ. બકરહ : પા. ૧)

صُمٌّ بُكْمٌ عُمْيٌ فَهُمْ لَا يَرْجِعُوْنَ۔

**સુમ્મુમ્ બુક્મુન્ ઉમ્યુન ફહુમ લા યરજિઊન.**

## બુખાર-તાવ

દરેક પ્રકારના તાવમાં આ દુઆને ત્રણ દિવસ સુધી દરરોજ કાગળ પર લખીને એ કાગળને પીવાના પાણીમાં નાખી બીમારને સવારે નરણા કોઠે પિવડાવવાથી ઘણો જ ફાયદો થશે.

قُلْنَا يٰنَارُ كُوْنِيْ بَرْدًا وَّسَلَامًا عَلٰٓى اِبْرَاهِيْمَ۔

**કુલ ના યા નારુ કુની બરદંવ્ વ સલામન્ અલા ઈબ્રાહીમ.**

## જ્યાં સુધી ઘરે પરત ન આવશે, હિફાઝતમાં રહેશે

ઘરેથી નીકળવાથી પહેલાં આયતુલ કુર્સી પઢી લે. જ્યાં સુધી ઘરે પરત–પાછો ન આવે, કોઈ આફત–મુસીબત તેને પહોંચશે નહિ. સૂવાથી પહેલાં "**લિ ઈલાફી કુરયશ...**

પૂરી સૂરત પઢવી અમન–સલામતીનો ઝરીયો તેમજ દરેક નુકસાનથી બચાવ છે. (વઝીફ–એ–કરીમા : પેજ–૨૯)

## ખરાબ આદત છોડાવવાનો અમલ

જ્યારે તમારું કોઈ જાનવર યા ગુલામ–નોકર અથવા અવલાદની આદત ખરાબ થઈ જાય અને તે શરારત કરવા લાગે તો એના કાનમાં આ આયત પઢીને ફૂંકી દે–દમ કરી દે. (જાગતામાં ન પઢી શકે તો તે સૂઈ જાય ત્યારે પઢે.)

اَفَغَيْرَ دِيْنِ اللّٰهِ يَبْغُوْنَ وَلَهٗٓ اَسْلَمَ مَنْ فِي السَّمٰوٰتِ
وَالْاَرْضِ طَوْعًا وَّ كَرْهًا وَّاِلَيْهِ يُرْجَعُوْنَ ﴿٨٣﴾

**અ–ફ ગય્‌ર દીનિલ્લાહિ યબ્ગુ–ન વ–લ–હુ અસ્લ–મ મન ફિસ્સમાવાતિ વલ્અર્દિ તવ્અંવ્ વ કરહંવ્ વ ઈલય્હિ યૂર્‌જઊ–ન.** (સૂ. આલિ ઈમરાન :૮૩)

## ગમ-ફિકર દૂર કરવા માટેનો નુસખો

અબૂ દાવૂદ શરીફમાં છે કે, જે માણસ આ દુઆને સવારે સાત (૭) વખત અને સાંજે સાત (૭) વખત પઢી લેશે તો અલ્લાહ તઆલા એના દુનિયા અને આખિરતના તમામ ગમ અને ફિકરથી કાફી થઈ જશે. તે દુઆ આ છે :

(બાતેં ઉન્કી યાદ રહેગી : પેજ : ૩૦૮)

حَسْبِیَ اللّٰهُ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ عَلَیْهِ تَوَكَّلْتُ وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِیْمِ۔

**હસ્બિયલ્લાહુ લા ઈલા–હ ઈલ્લા હુ–વ અલયહિ તવક્કલ્તુ વહુ–વ રબ્બુલ અર્શિલ અઝીમ.** (સૂ. યૂનુસ)

## સત્તાધીશ યા શવહર મહેરબાન થઈ જશે

જે માણસ પોતાના હાકિમ–સત્તાધીશથી તંગ–પરેશાન હોય, હાકિમ ચાહે પોતાનો શવહર હોય યા બીજો કોઈ હોય, જેના હાથ નીચે મુસીબતોનો સામનો હોય તે આ આયતને સિત્તેર (૭૦) વખત (શરૂઆતમાં અને છેવટમાં દુરૂદ શરીફ પઢીને) દુઆ કરે. ઈન્શાઅલ્લાહ બાદશાહ યા શવહર મહેરબાન થઈ જશે.

اَللّٰهُ لَطِیْفٌۢ بِعِبَادِهٖ یَرْزُقُ مَنْ یَّشَآءُ ۚ وَهُوَ الْقَوِیُّ الْعَزِیْزُ ﴿۱۹﴾

**અલ્લાહુ લતીફુમ્ બિઈબાદિહી યરઝુકુ મંય્ યશા–ઉ વહુવલ કવિય્યુલ અઝીઝ.** (સૂ. શુઅરા : ૬૭૨, પા. ૨૫)

## બાહ્ય તથા આંતરિક માલદારી પ્રાપ્ત થશે

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ط

**"બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ"** ને ૮૦૦ વખત દરરોજ પઢવું અજીબ કિમીયો છે. એનાથી તમામ બાહ્ય તથા આંતરિક ફુતુહાત–બરકતો ખુલી જાય છે.

હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની ગૌષ પાક (રહ.)એ ગુન્યતુત્તાલિબીનમાં આ વિર્દને ઘણો જ મુજર્રબ લખેલ છે. અમુકનું કથન છે કે એ 'ઈસ્મે આ'ઝમ' છે.

## દિમાગ ખુલી જશે-યાદશકિત માટે

૭૮૬ વખત بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ط –**"બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ"**ને પઢીને પાણી પર દમ કરીને સૂરજ ગુરૂબ થતી વખતે પિવડાવે તો ઈન્શાઅલ્લાહ દિમાગ ખુલી જશે. (ખુત્બાતે મુનવ્વર : પેજ : ૧૮૯, ભાગ–૨)

## જાઈઝ મુહબ્બત માટે

૭૮૬ વખત بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ط **"બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ"**ને પઢીને પાણી પર દમ

કરીને જે માણસને પિવડાવવામાં આવશે તો તેના દિલમાં એની મુહબ્બત વધી જશે. (નાજાઈઝ મુહબ્બત માટે આ અમલનો ઉપયોગ કરશે તો આફત–મુસીબતનો ભય છે.)

## અવલાદ જીવતી ન રહેતી હોય તો

જે અવરતના બાળકો જીવતા ન રહેતા હોય તો

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ط

**"બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ"**ને એકસઠ (૬૧) વખત લખીને તા'વીઝ બનાવીને પાસે રાખવાથી ઈન્શાઅલ્લાહ બાળકો જીવતા રહેશે. (ખુત્બાતે મુનવ્વર : પેજ : ૧૮૯, ભાગ–૨)

## તંગદસ્તી અને કર્ઝથી છુટકારો

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ط

**"બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ"** લખીને તા'વીઝ બનાવીને રાખવાથી દરેક પ્રકારના તાવ, તંગદસ્તી, કર્ઝ વગેરેથી છુટકારા માટે ઘણું જ લાભદાયક છે. **"બિસ્મિલ્લા–હિર્રહમાનિર્રહીમ"** લખીને ગળામાં અથવા ડાબા કે જમણા હાથ પર બાંધવું અથવા ટોપીમાં રાખીને એ ટોપી પહેરવી જોઈએ. (ખુત્બાતે મુનવ્વર)

# વિશાળ રોઝી માટે

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, જે માણસ દરરોજ સો (૧૦૦) વખત નીચેના કલિમાત પઢી લેશે તો રોઝીના દરવાજા એના પર ખુલી જશે, તે કબ્રના ફિત્નાથી મહફૂઝ રહેશે અને જન્નતમાં દાખલ થઈ જશે અને દુનિયા તેની સામે ઝુકેલી રહેશે તથા આ દરેક કલિમાને પઢવાથી અલ્લાહ તઆલા એક ફરિશ્તાને પેદા કરશે, જે અલ્લાહ તઆલાની તસ્બીહની સાથે એ માણસની માફીની પણ દુઆ કરતો રહેશે. તે દુઆ આ છે : (કન્ઝુલ ઉમ્માલ : પેજ : ૨૩૩, ભાગ–૩)

لَا اِلٰهَ اِلَّا اللّٰهُ الْمَلِكُ الْحَقُّ الْمُبِيْنُ۔

**લા ઈલા–હ ઈલ્લલ્લાહુલ મલિકુલ હક્કુલ મુબીન.**

## નોકરી-ધંધા માટે પઢવાનો અમલ

જો કોઈ પોતાના હોદા માટે ઘણી જ દરખાસ્ત–અરજ કરી ચૂકયો હોય અને એ માણસ પોતે ચાહતો હોય કે મારી માંગણી–દરખાસ્ત મંજૂર થાય તો ત્રણ દિવસ સુધી આ આયતે શરીફાને દરરોજ સાત હજાર (૭,૦૦૦) વખત પઢે, ઈન્શાઅલ્લાહ કામિયાબી મળશે. તે દુઆ આ છે : (અકાબિરકે મુજર્રબ અમલ)

نَرْفَعُ دَرَجٰتٍ مَّنْ نَّشَآءُ ؕ وَفَوْقَ كُلِّ ذِيْ عِلْمٍ عَلِيْمٌ ۝

નર્ફ-ઉ દરજાતિમ્ મન નશા-ઉ, વ ફવ્ક કુલ્લિ ઝી ઈલ્મિન અલીમ. (સૂ. યૂસુફ : ૩૪, પાર હ: ૧૩)

## મોહતાજી દૂર કરવા માટે

દરેક નમાઝ પછી આ દુઆને સો (૧૦૦) વખત પઢશે તો કદિ પણ કોઈનો મોહતાજ ન થશે તેમજ તમામ મુશ્કેલીઓ આસાન થઈ જશે, ઈન્શાઅલ્લાહ. (મજમુઉલ હસનાત : પેજ : ૯૬)

يَا لَطِيْفُ يَا لَطِيْفُ اُلْطُفْ بِلُطْفِكَ يَا حَلِيْمُ يَا كَرِيْمُ يَا غَفُوْرُ ۔

યા લતીફુ, યા લતીફુ, ઉલ્તુફ બિ લુત્ફી-ક, યા હલીમુ, યા કરીમુ, યા ગફૂરુ.

## માલદોલત બેશુમાર તથા મરતબો વધી જશે

"يَا حَيُّ يَا قَيُّوْمُ!"-"યા હય્યુ યા કય્યુમ" એક હજાર વખત તથા "يَا وَهَّابُ!" "યા વહહાબુ"એક હજાર

વખત હંમેશા પઢતો રહેશે તો મરતબો ઘણો વધી જશે અને માલદોલત પણ બેશુમાર વધી જશે. (વઝાઈફે કરીમહ : પેજ : ૬૬)

## બેહોશ થઈ ગયો હોય યા સખ્ત બીમાર હોય

પચાસ (૫૦) વખત અથવા સો (૧૦૦) વખત અથવા ત્રણ સો (૩૦૦) વખત આયતુલ કુર્સી પઢીને બેહોશ થઈ ગયેલ યા બીમાર માણસ પર દમ કરે. આ અમલ ત્રણ, સાત અથવા એથી વધુ દિવસ સુધી કરે. અલ્લાહ તઆલાએ ચાહયું તો શિફા થઈ જશે. (ખઝીનતુલ અસરાર : પેજ : ૬૯)

## દરેક મકસદમાં કામિયાબી મળશે

નીચેની આયતે કરીમાને ત્રણ સો તેર (૩૧૩) વખત જે મકસદ માટે પઢવા ચાહે, પઢીને દુઆ કરે. ઈન્શાઅલ્લાહ દુઆ કબૂલ થશે. આયત આ છે : (ખઝીનતુલ અસરાર : પેજ : ૭૩)

اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْحَیُّ الْقَیُّوْمُ الْعَلِیُّ الْعَظِیْمُ ۔

**અલ્લાહુ લા ઈલા-હ ઈલ્લા હુવલ હય્યુલ કય્યુમુલ અલિય્યુલ અઝીમ.**

## હસદ-બુગ્ઝ-અદાવત દૂર કરવા માટે

નીચેની આયતે કરીમા એક સો એકવીસ વખત પઢીને સરકો

વગેરે પર દમ કરીને ખવડાવી દે, ઈન્શાઅલ્લાહ, દિલમાંથી અદાવત–દુશ્મની દૂર થઈ જશે. (મન્કુલ અઝ બયાઝે સિદ્દીકી :૮૪)

وَاَلْقَيْنَا بَيْنَهُمَا الْعَدَاوَةَ وَالْبَغْضَاءَ اِلٰى يَوْمِ الْقِيَامَةِ۔

**વ અલ્કય્ના બય્નહુમલ્ અદાવ–ત વલ્ બગ્દા–અ ઈલા યવ્મિલ્ કિયામહ્.** (સૂ. માઈદહ : ૧૬૪, પા. ૬)

## અવલાદની પ્રાપ્તિ માટે

દરેક નમાઝ પછી શરૂ અને છેવટમાં દુરૂદ શરીફની સાથે પતિ–પત્ની આ દુઆ પઢયા કરે.

رَبِّ هَبْ لِيْ مِنْ لَّدُنْكَ ذُرِّيَّةً طَيِّبَةً اِنَّكَ سَمِيْعُ الدُّعَآءِ۔

**રબ્બિ હબ્ લી મિન્ લદુન્ક ઝુર્રિય્ય–તન તય્યિબતન્ ઈન્ન–ક સમીઉદ્ દુઆઅ્.** (સૂ. આલિ ઈમરાન, ૭૫)

## માલની તંગી અને ઘરેલું પરેશાની

"يَا مُغْنِيُّ !"–**"યા મુગ્ની"**–આ ઈસ્મે આ'ઝમને દરેક

નમાઝ પછી શરૂ અને છેવટમાં દુરૂદ શરીફની સાથે એક સો પચ્ચીસ વખત પઢીને અલ્લાહ તઆલાથી દુઆ કરે.

## જાદૂ દૂર કરવા માટે

وَاِذۡ قَتَلۡتُمۡ نَفۡسًا فَادّٰرَءۡتُمۡ فِيۡهَا ؕ وَاللّٰهُ
مُخۡرِجٌ مَّا كُنۡتُمۡ تَكۡتُمُوۡنَ ۚ﴿۷۲﴾

**વ ઈઝ કતલ્તુમ નફ્સન્ ફદ્દારઅ્તુમ ફીહા, વલ્લાહુ મુખ્રિજુમ મા કુન્તુમ તકતુમુન.** (સૂ. બકરહ : ૧૪)

આ આયતે કરીમાને એક હજાર (૧૦૦૦) વખત પઢીને નમક–મીઠા પર દમ કરીને એ મીઠાનો ખાવામાં ઉપયોગ કરે. અમુક લોકો ભેગા મળીને પઢે. મીઠું વધારે પ્રમાણમાં લે, જેથી વધારે દિવસ સુધી ચાલી શકે અને મુઅવ્વઝતૈન (બે કુલ) પઢીને દરરોજ પોતાના ઉપર દમ કરે.

## કઝાએ હાજત

"يَا بَدِيۡعَ الۡعَجَائِبِ بِالۡخَيۡرِ يَا بَدِيۡعُ" –**"યા બદીઅલ અજાઈબી બિલ ખય્રિ યા બદીઉ"** બાર સો (૧૨૦૦) વખત દરરોજ પઢતો રહે.

## મર્દ અને અવરતની મુહબ્બત માટે

وَاَلْقَيْتُ عَلَيْكَ مَحَبَّةً مِّنِّىْ ۚ وَلِتُصْنَعَ عَلٰى عَيْنِىْ ﴿۳۹﴾

**"વઅલ કયતુ અલય્ક મહબ્બતમ મિન્ની, વ લિ તુસ્નઅ અલા અયની"** (સૂ. નૂહ : ૪૩૭, પા. ૧૬)

આ આયતે કરીમાને સાત સો (૭૦૦) વખત પઢીને કોઈ મીઠી વસ્તુ પર દમ કરે. જે કોઈને પણ ખવડાવશે તેના દરમિયાન મુહબ્બત અને ઈત્તિફાક થઈ જશે.

## આફત-બલાથી નજાત માટે

لِاِيْلٰفِ قُرَيْشٍ..... **"લિ ઈલાફી કુરૈશ"**ની સૂરતને સિત્તેર (૭૦) વખત અને "يَا سَلَامُ !" **"યા સલામુ"** સો (૧૦૦) વખત પઢયા કરે.

## રોઝીની વિશાળતા માટે

સુબ્હે સાદિક પછી ફજરની નમાઝ પહેલાં સો (૧૦૦) વખત سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ -**"સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી સુબ્હાનલ્લાહિલ**

અઝીમ''ને સો વખત પઢયા કરે.

## ગુસ્સાની કમી અને યાદશકિત માટે

દરેક નમાઝ પછી શરૂ અને છેવટમાં દુરૂદ શરીફની સાથે આ દુઆને સાત વખત પઢયા કરે. દુઆ આ છે :

اَللّٰهُمَّ طَهِّرْ قَلْبِیْ عَنْ غَيْرِكَ وَنَوِّرْ قَلْبِیْ

بِنُوْرِ مَعْرِفَتِكَ۔

**અલ્લાહુમ્મ તહ્‌હિર કલ્બિ અન ગયરિ-ક વ નવ્વિર કલ્બિ બિનૂરી મઅ્‌રિફતિક.'**

## લા-ઈલાજ બીમારીઓ અને કેન્સરથી હિફાઝત માટે

નીચેના ઈસ્મે આ'ઝમને દરરોજ ફજરની નમાઝ પછી અને ઈશાની નમાઝ પછી ત્રણ-ત્રણ વખત દુરૂદ શરીફની સાથે અગિયાર (૧૧) વખત يَا مٰلِكُ يَا قُدُّوْسُ يَا سَلَامُ۔ -**''યા માલિકુ, યા કુદ્દુસુ, યા સલામુ''** પઢીને પોતાના પર દમ કરે અને પાણી ઉપર દમ કરીને પણ પીએ. આ અમલ હંમેશા કરતા રહેવું જોઈએ.

## દારૂ, જુગાર અને રિશ્વતથી છુટકારો અને હિફાઝત માટે

કોઈ પણ નમાઝ પછી શરૂ અને છેવટમાં સાત (૭) વખત દુરૂદ શરીફની સાથે નીચેની આયતને સો (૧૦૦) વખત પઢીને દમ કરે અને પાણી ઉપર દમ કરીને એકતાળીસ (૪૧) દિવસ સુધી પિવડાવે.

وَاَهْدِيَكَ اِلٰى رَبِّكَ فَتَخْشٰى -

**વ અહ્દિ–ય–ક ઈલા રબ્બિ–ક ફ–તખ્શા.**

(પારહ : ૩૦, સૂ. નાઝિઆત, આયત : ૮૨૧)

## શયતાની ખ્યાલાત, વસવસાઓ અને વહેમ દૂર કરવા માટે

જે કોઈ વહેમ, શયતાની વિચારો અને વસવસાઓથી પરેશાન રહેતો હોય તો સવારે ફજરની નમાઝ પછી અથવા ઈશાની નમાઝ પછી શરૂ અને છેવટમાં ત્રણ–ત્રણ વખત દુરૂદ શરીફની સાથે ત્રણ સો તરે (૩૧૩) વખત

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ "**અઉઝુ બિલ્લાહિ મિનશશયતાનિર્રજીમ**" પઢીને પોતાના પર દમ કરી લે.

## બિહામણા-ડરામણા સ્વપના આવતા હોય તો

કોઈને ડરામણા–ખરાબ સ્વપ્ના આવતા હોય તો રાતે સૂતી વખતે શરૂ અને છેવટમાં ત્રણ–ત્રણ વખત દુરૂદ શરીફની સાથે નવ (૯) વખત પૂરી સૂરત–**અલમ્ નશ્રહ લ–ક સદ્રક...** પઢીને પોતાના ઉપર દમ કરીને સૂઈ જાય.

## નજરે બદથી હિફાઝત માટે

જે માણસ યા જાનવર યા ઝાડ યા ખેતર વગેરેને બુરી નજર લાગી હોય તો એના પર ત્રણ વખત આ દુઆ પઢી લે, ઈન્શા અલ્લાહ બદનજરથી હિફાઝત થઈ જશે. તે દુઆ આ છે :

مَا شَآءَ اللّٰهُ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ۔

**"મા શા–અલ્લાહુ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ."**

## પુત્ર પ્રાપ્તિ માટે

જે અવરતને ફકત છોકરીઓ જ પેદા થતી હોય, છોકરો ન થતો હોય તો જ્યારે હમલને ત્રણ મહિના થઈ જાય તો તે વખતે આ આયતે કરીમાને કાગળ પર લખીને પેટની

ડાબી તરફ બાંધી દે. ઈન્શાઅલ્લાહુ તઆલા છોકરો પેદા થશે. તે આયત આ છે :

لَا يَرَوْنَ فِيهَا شَمْسًا وَّلَا زَمْهَرِيرًا ۔

**"લા યરવ્ન ફીહા શમ્શંવ્ વલા જમ્હરીરા."** (સૂ. હશ્ર : ૨૯)

## આંખોની રોશની માટે

فَكَشَفْنَا عَنْكَ غِطَآءَكَ فَبَصَرُكَ الْيَوْمَ حَدِيدٌ ﴿۲۲﴾

**ફ-કશફ્ના અન્ક ગિતાઅ-ક ફ-બ સરુકલ્ યવ્મ હદીદ."**

આ આયતને દરેક નમાઝ પછી ત્રણ-ત્રણ વખત પઢીને આંગળી પર દમ કરીને આંખો પર લગાવી લે. ઈન્શાઅલ્લાહુ તઆલા આંખોની રોશની ઓછી ન થશે, બલકે જો આંખોની રોશની ઓછી હશે તો તે કમી પણ દૂર થઈ જશે.

## અવલાદની પ્રાપ્તિ માટે

જો કોઈ માણસ અવલાદ ન હોવાથી માયૂસ-નિરાશ થઈ ગયો હોય તો દરેક નમાઝ પછી નીચેની આયતને ત્રણ-ત્રણ વખત પઢયા કરે. ઈન્શાઅલ્લાહુ તઆલા

સાહિબે અવલાદ થઈ જશે. આ દુઆ હઝરત ઝકરિય્યા (અલયહિસ્સલામ)ની છે. (સૂ. અમ્બિયા : ૪૫૯, પા. ૧૭)

رَبِّ لَا تَذَرْنِىْ فَرْدًا وَّاَنْتَ خَيْرُ الْوَارِثِيْنَ۔

**"રબ્બિ લા તઝરની ફર્દંવ્ વ અન્ત ખયરુલ વારિષીન."**

## ભય, બીક, ડર દૂર કરવા માટે

فَاللّٰهُ خَيْرٌ حَافِظًا وَّاَرْحَمُ الرّٰحِمِيْنَ۔

**ફલ્લાહુ ખય્રુન હાફિઝંવ્ વ હુ-વ અર્હમુર્રાહિમીન.**

જેને દુશ્મનનો ભય હોય અથવા કોઈ આફત-મુસીબતનો ડર હોય તો આ આયતને વધુ પ્રમાણમાં પઢતો રહે, ઈન્શાઅલ્લાહુ તઆલા પરેશાની દૂર થઈ જશે.

## માણસ ગુમ થઈ ગયો હોય તો

اِنَّ الَّذِىْ فَرَضَ عَلَيْكَ الْقُرْاٰنَ لَرَآدُّكَ اِلٰى مَعَادٍ۔

**ઈન્નલ્લઝી ફ-ર-દ અલયકલ કુઅ-ન લરાદુ-ક ઈલા મઆદ.** (સૂ. કસસ : ૫૫૧, પારહ : ૨૦)

બે રકા'ત નફલ નમાઝ પઢીને આ આયતને એક સો ઓગણીસ (૧૧૯) વખતે ચાળીસ દિવસસુધી પઢે. ઈન્શા

અલ્લાહ ગુમ થયેલ વ્યકિત પાછો આવી જશે.

## દુશ્મનથી હિફાઝત

لَا تُدْرِكُهُ الْاَبْصَارُ وَهُوَ يُدْرِكُ الْاَبْصَارَ وَهُوَ اللَّطِيْفُ الْخَبِيْرُ ﴿١٠٣﴾

**લા તુદ્દરિકુહુલ અબ્સાર, વ હુ–વ યુદ્દરિકુલ અબ્સાર, વહુવલ્લતીફુલ ખબીર.** (સૂ. અન્આમ : ૧૯૫, પારહ : ૭)

આ દુઆને પઢીને પોતાના હાથ પર દમ કરીને પૂરા બદન પર ફેરવી લે તો દુશ્મનથી હિફાઝત થઈ જશે. અગર દુશ્મનોના ટોળામાંથી પણ પસાર થઈ જશે તો પણ દુશ્મનો તેને જોઈ શકશે નહિ.

## રોઝીની વિશાળતા માટે

مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ ۔ **"મુહમ્મદુર્રસૂલુલ્લાહ."**

જે માણસ જુમ્આના દિવસે પાક–સાફ થઈને જુમ્આની નમાઝ પછી તેત્રીસ (૩૩) વખત આ દુઆ લખીને પોતાની પાસે રાખશે તો અલ્લાહ તઆલા તેને ગૈબથી રોઝી અતા ફરમાવશે અને તે શયતાનના શર–નુકસાનથી મહફૂઝ રહેશે. (સૂ. હુજૂરાત : ૭૧૬, પારહ : ૨૬)

# દરેક મુશ્કેલીથી નજાત અને દરેક તંગીથી નીકળવાનો રસ્તો

اَسْتَغْفِرُ اللّٰهَ رَبِّیْ مِنْ کُلِّ ذَنْبٍ وَّ اَتُوْبُ اِلَیْهِ

**"અસ્તગ્ફિરુલ્લા-હ રબ્બિ મિન કુલ્લિ ઝમ્બિંવ્ વ અતુબુ ઈલય્હિ."**

દરરોજ ફજરની નમાઝ પછી સો (૧૦૦) વખત પઢે.

## દિલને તાબે કરવા માટે

જે માણસ بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ **"બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ"**ને છ સો (૬૦૦) વખત લખીને પોતાની પાસે રાખશે તો લોકોના દિલોમાં એની અઝમત અને ઈઝઝત પેદા થશે, અને કોઈ પણ માણસ એની સાથે બદસુલૂકી-દુર્વ્યવહાર કરશે નહિ.

## આફતથી હિફાઝત માટે

જે માણસ મુહર્રમની પહેલી તારીખે એક સો તેર (૧૧૩) વખત પૂરી بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ **"બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ"**ને કાગળ પર લખીને

પોતાની પાસે રાખશે તો દરેક પ્રકારની આફત–મુસીબતથી હિફાઝતમાં રહેશે. આ અનુભવસિદ્ધ અમલ છે.

## જાલિમ પર પ્રભુત્વ-ગલબો

કોઈ જાલિમ માણસની સામે પચાસ (૫૦) વખત يَارَحِيْمُ! -"યા રહીમુ" પઢશે તો અલ્લાહ તઆલા તેને મગ્લૂબ–પરાસ્ત કરીને એને વિજય આપશે.

## શવહરની પરેશાનીથી બચવા માટે

એક માણસે પોતાની પ્યારી વસ્તુ–અવરતના વિશે પરેશાન રહેવાની અને અવરતોના હકો અદા ન કરતા હોવાની શિકાયત કરી, તો ઈરશાદ ફરમાવ્યો કે, દરરોજ ઈશાની નમાઝ પછી

يَامُقَلِّبَ الْقُلُوْبِ وَالْاَبْصَارِ وَيَا خَالِقَ
اللَّيْلِ وَالنَّهَارِ يَاعَزِيْزُ يَالَطِيْفُ يَاغَفَّارُ ـ

**"યા મુકલ્લિબલ કુલૂબિ વલ અબ્સારી વ યા ખાલિકલ્લયલિ વન્નહારિ, યા અઝીઝુ, યા લતીફુ, યા ગફફાર."**

ઉપરની દુઆને બસો વખત પઢી લે. (શરૂ અને છેવટમાં

સાત–સાત વખત દુરૂદ શરીફ પઢે.) (મલ્ફુઝાતે ફકીહુલ ઉમ્મત : ૬૩)

## પરીક્ષામાં કામિયાબી માટે

એક તાલિબે ઈલ્મએ પરીક્ષામાં નાકામિયાબીની ફરિયાદ કરી તો ઈરશાદ ફરમાવ્યો કે,

"رَبِّ اِنِّیْ مَغْلُوْبٌ فَانْتَصِرْ"

**"રબ્બિ ઈન્ની મગ્લુબુન્ ફન્તસિર્"** ઉપરની દુઆને વધુ પ્રમાણમાં પઢયા કરે." (મલ્ફુઝાતે ફકીહુલ ઉમ્મત : ૬૮)

## મર્હૂમીનની રાહતનો નુસખો

ઈરશાદ ફરમાવ્યો કે, સિત્તેર હજાર (૭૦,૦૦૦) વખત (**"લા ઈલા–હ ઈલ્લલ્લાહુ, મુહમ્મદુર્રસૂલુલ્લાહ**) પઢીને જે મર્હૂમને એનો સવાબ પહોંચાડવામાં આવશે તો એ મર્હૂમની મગફિરત થઈ જશે, ઈન્શા અલ્લાહ. આ રિવાયત 'ફઝાઈલે ઝિક્ર'માં મવજૂદ છે. (મલ્ફુઝાતે ફકીહુલ ઉમ્મત : ૬૮)

## બાળકોને નજરે બદથી બચાવવા માટે

اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّآمَّاتِ مِنْ كُلِّ
شَيْطٰنٍ وَّ هَامَّةٍ وَّ مِنْ كُلِّ عَيْنٍ لَّامَّةٍ ۔

**"અઉઝુ બિકલિમાતિલ્લાહિત્તામ્માતિ મિન કુલ્લિ શયતાનિંવ્ વ હામ્મતિંવ્ વ મિન કુલ્લિ અયૂનિલ્લામ્મહ."**

**નોટ :** આ દુઆને ત્રણ વખત પઢીને બાળક પર દમ કરી દે અથવા લખીને તેના ગળામાં બાંધી દે. (બુખારી શરીફ)

## નજરે બદથી બચાવવા માટે

مَا شَآءَ اللّٰهُ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ اَللّٰهُ لَآ اِلٰهَ هُوَ لَهُ الْاَسْمَآءُ الْحُسْنٰى۔

**"મા શા-અલ્લાહુ લા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ. અલ્લાહુ લા ઈલા-હ ઈલ્લા હુવ, લહુલ અસ્માઉલ હુસ્ના."**

**નોટ :** આ દુઆને ત્રણ વખત પઢીને બાળક પર દમ કરી દે ઈન્શાઅલ્લાહ નજરે બદથી હિફાઝત થશે. (પારહ : ૨૫)

## રોઝી માટેની દુઆ

اَللّٰهُ لَطِيْفٌ بِعِبَادِهٖ يَرْزُقُ مَنْ يَّشَآءُ وَهُوَ الْقَوِيُّ الْعَزِيْزُ۔

**"અલ્લાહુ લતીફુમ બિ ઈબાદિહી યરઝુકુ મંય્ યશા-ઉ વહુવલ કવિય્યુલ અઝીઝ."**

**નોટ : આ દુઆની દરરોજ એક તસ્બીહ (૧૦૦ વખત) ફજરની નમાઝ પછી પઢી લે.**

# દિલના દર્દ માટે

يَا اَللّٰهُ يَا رَحْمٰنُ يَا رَحِيْمُ دِلْ مَارَا كُنْ مُسْتَقِيْمْ۔

بِحَقِّ اِيَّاكَ نَعْبُدُ وَاِيَّاكَ نَسْتَعِيْنُ۔

**"યા અલ્લાહુ, યા રહમાનુ, યા રહીમુ, દિલ મા–રા કુન મુસ્તકીમ. બિ–હક્કિ ઈય્યા–ક નઅ્બુદુ વ ઈય્યા–ક નસ્તઈન."**

يَا قَادِرُ، يَا مُقْتَدِرُ يَا قَوِيُّ قَوِّنِيْ وَقَلْبِيْ۔

**યા કાદિરુ, યા મુકતદિરુ, યા કવિય્યુ કવ્વિની વ કલ્બિ.**

દિલ પર હાથ રાખીન ત્રણ–ત્રણ વખત દરેક નમાઝ પછી, ખાસ કરીને છાતીના દુઃખાવા વખતે પઢવું.

દરેક ફર્ઝ નમાઝ પછી **સૂ. ફાતિહા, ચાર કુલ, આયતુલ કુર્સી**–દરેક ત્રણ–ત્રણ વખત પઢે.

સવાર–સાંજ ત્રીજો કલિમહ, ઈસ્તિગફાર અને દુરૂદ શરીફ એક–એક તસ્બીહ પઢે.

## દિમાગ ખુલી જવાનો વઝીફો

સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ) અને મુઅવ્વઝતૈન (બે કુલ) પઢીને પાણી પર દમ કરીને પી લે અને પોતાના પર દમ કર્યા કરે.

## યાદશક્તિ માટે

દરેક નમાઝ પછી શરૂ અને છેવટમાં દુરૂદ શરીફ પઢીને માથા પર હાથ મૂકીને "يَاقَوِىُّ!" **"યા કવિય્યુ"** અગિયાર (૧૧) વખત પઢી લે.

## છોકરીના રિશ્તા માટે

فَسَهِّلْ يَااِلٰهِىْ كُلَّ صَعْبٍ بِحُرْمَةِ سَيِّدِ

الْاَبْرَارِ ﷺ اَللّٰهُمَّ لَاسَهْلَ اِلَّا مَا جَعَلْتَهٗ

سَهْلًا وَّاَنْتَ تَجْعَلُ الْحَزْنَ اِذَا شِئْتَ سَهْلًا ـ

**ફસહ્હલ યા ઈલાહી કુલ્લ સઅ્બિમ્ બિહુરમતિ સય્યિદિલ અબ્રારિ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહુમ્મ લા સહ્લ ઈલ્લા મા જઅલ્તહુ સહ્લંવ્ વ અન્ત તજઅલુલ્ હઝ્ન ઈઝા શિઅ્ત સહ્લા.**

નોટ : દરેક નમાઝ પછી શરૂ અને છેવટમાં દુરૂદ શરીફની સાથે સાત (૭) વખત ઉપરની દુઆને પઢયા કરે.

## નોકરી મેળવવાનો અમલ

દરેક નમાઝ પછી શરૂ અને છેવટમાં દુરૂદ શરીફની સાથે એક સો પચ્ચીસ (૧૨૫) વખત "يَافَتَّاحُ!" -"યા ફત્તાહુ" પઢીને દુઆ કર્યા કરે.

## છોકરીના રિશ્તા અને કામિયાબી માટે

દરેક નમાઝ પછી શરૂ અને છેવટમાં દુરૂદ શરીફની સાથે એક સો અગિયાર (૧૧૧) વખત "يَالَطِيْفُ!" "યા લતીફુ" પઢીને દુઆ કર્યા કરે.

## મોટામાં મોટી પરેશાનીનો ઈલાજ

પરેશાનીનો ઈલાજ અલ્લાહ તઆલાથી દુઆ માંગવી છે. જે દિવસે ફુરસદ હોય બે રકા'ત નફલ નમાઝ પઢીને એ જ જગ્યાએ કિબ્લા તરફ થઈને પાંચ સો (૫૦૦) વખત દુરૂદ શરીફ પઢીને દુઆ કરે. ત્યાર બાદ يَاعَزِيْزُ! "યા અઝીઝુ, "يَالَطِيْفُ!" -યા લતીફુ"

એક સો અગિયાર (૧૧૧) વખત પઢી લે. ઈન્શાઅલ્લાહ પરેશાની દૂર થઈ જશે.

## દરેક બીમારી અને પરેશાનીથી હિફાઝત

أَعُوْذُ بِاللهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ ط

بِسْمِ اللهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

① سَلٰمٌ قَوْلًا مِّنْ رَّبٍّ رَّحِيْمٍ ② سَلٰمٌ عَلٰى نُوْحٍ فِي الْعٰلَمِيْنَ ③ سَلٰمٌ عَلٰٓى إِبْرٰهِيْمَ ۔ ④ سَلٰمٌ عَلٰى مُوْسٰى وَهٰرُوْنَ ۔ ⑤ سَلٰمٌ عَلٰٓى إِلْيَاسِيْنَ ⑥ سَلٰمٌ عَلَى الْمُرْسَلِيْنَ ⑦ سَلٰمٌ هِيَ حَتّٰى مَطْلَعِ الْفَجْرِ ۔

અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ,
બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**(૧) સલામુન્ કવ્લમ્ મિર્રબ્બિર્રહીમ.**

**(૨) સલામુન્ અલા નૂહિન ફિલ્ આલમીન.**

(૩) સલામુન્ અલા ઈબ્રાહીમ.

(૪) સલામુન્ અલા મૂસા વ હારૂન.

(૫) સલામુન્ અલા ઈલ્યાસીન.

(૬) સલામુન્ અલલ મુરસલીન.

(૭) સલામુન્ હિ–ય હત્તા મત્લઈલ ફજ્ર.

દરેક બીમારી અને પરેશાનીથી હિફાઝત માટે ઉપરની આયતોને દરેક નમાઝ પછી એક વખત પઢીને પોતાની ઉપર દમ કરી લે.

(૨) يَاسَلَامُ، يَاحَفِيْظُ. "યા સલામુ, યા હફીઝુ" બેશુમાર પઢતો રહે.

(૩) يَاشَافِيَ الْاَمْرَاضِ. "યા શાફિયલ અમ્રાઝ" એક તસ્બીહ સવાર–સાંજ પઢી લે.

(૪) يَاسَلَامُ. "યા સલામુ" એક તસ્બીહ (સો વાર) દરરોજ અસરની નમાઝ પછી ડાબો પગ જમીનથી ઉઠાવીને જમણા પગ પર ઊભો થઈને પઢે.

(૫) "મંઝિલ શરીફ" સવારે પઢીને પાણી પર દમ કરીને પીવું. બીમારીથી શિફા માટે બેહતરીન ઈલાજ છે.

## રોઝીમાં બરકત માટે ત્રણ અમલ

(૧) يَافَتَّاحُ ، يَارَزَّاقُ "યા ફત્તાહુ, યા રઝઝાકુ" સવાર–સાંજ પઢી લે.

(૨) يَابَاسِطُ "યા બાસિતુ" બોત્તેર (૭૨) વખત ખાણું ખાધા પછી અને હાથ ધોવા પહેલાં પઢી લે.

(૩) يَاغَنِيُّ يَامُغْنِيُ "યા ગનિય્યુ, યા મુગ્ની" અગિયાર સો (૧૧૦૦) વખત ઈશાની નમાઝ પછી પઢી લે.

## નાજાઈઝ કેસથી છુટકારા માટે

(૧) وَاللّٰهُ غَالِبٌ عَلٰٓى اَمْرِهٖ۔ "વલ્લાહુ ગાલિબુન અલા અમ્રિહી" એક હજાર ચાર સો પચાસ (૧૪૫૦) વખત શરૂ અને છેવટમાં ત્રણ–ત્રણ વખત દુરૂદ શરીફ પઢીને સાત રાત સુધી પઢે.

## આપસમાં મુહબ્બત અને ઈત્તિફાક માટે

(૧) يَاوَدُوْدُ، يَارَؤُوْفُ، يَالَطِيْفُ "યા વદુદુ, યા રઉફુ, યા લતીફુ" સવારે ત્રણ તસ્બીહ અને સાંજે

ત્રણ તસ્બીહ,

(૨) يَاوَدُوْدُ، يَاجَامِعُ۔ "યા વદુદુ, યા જામિઉ" સવારે ત્રણ તસ્બીહ અને સાંજે ત્રણ તસ્બીહ.

## નેક અવલાદ માટે

رَبِّ لَا تَذَرْنِیْ فَرْدًا وَّاَنْتَ خَیْرُ الْوَارِثِیْنَ۔

**"રબ્બિ લા તઝર્ની ફરદંવ્ વ અન્ત ખયરુલ વારિષીન."**

દરેક નમાઝ પછી માથા પર હાથ મૂકીને અગિયાર (૧૧) વખત ઉપરોકત દુઆ પઢી લે. (પારહ : ૧૭)

## દુશ્મનો અને હાસિદોથી હિફાઝત

وَاللّٰهُ اَعْلَمُ بِاَعْدَآئِكُمْ وَ كَفٰى بِاللّٰهِ وَلِيًّا وَّ كَفٰى بِاللّٰهِ نَصِيْرًا۔

**"વલ્લાહુ અઅ્લમુ બિઅઅ્દાઈકુમ વ કફા બિલ્લાહિ વલિય્યંવ્ વ કફા બિલ્લાહિ નસીરા."**

દરેક નમાઝ પછી સાત (૭) વખત 'ઉપરોકત દુઆ પઢી લે. (સૂ. નિસાઅ : ૧૧૮, પારહ : ૫)

## રોઝી માટે

يَاخَيْرَ الرَّازِقِيْنَ! "યા ખયરર્રાઝિકીન"

ફજરની નમાઝ પછી પંચાવન (૫૫) વખત આ દુઆ પઢે. શરૂ અને છેવટમાં ત્રણ–ત્રણ વખત દુરૂદ શરીફ પઢે.

## મુકદ્દમા-કેસમાં કામિયાબી માટે

يَاخَيْرَ النَّاصِرِيْنَ!، يَاخَيْرَ الْفَاتِحِيْنَ!

**"યા ખયરન્નાસિરીન, યા ખયરલ ફાતિહીન"**

દરરોજ એક સો અગિયાર (૧૧૧) વખત આ દુઆ પઢે. જે દિવસે કેસની તારીખ હોય અથવા કોર્ટ સંબંધી કોઈ પણ કામ હોય તો એક હજાર એક સો અગિયાર (૧૧૧૧) વખત ઉપરની દુઆ પઢે. શરૂ અને છેવટમાં ત્રણ–ત્રણ વખત દુરૂદ શરીફ પઢે.

## રિશ્તા માટે

يَامُنْعِمُ، يَاوَهَّابُ! **યા મુન્ઈમુ, યા વહહાબુ**

નોટ : ઉપરોક્ત નામને કોઈ સમય ખાસ નક્કી કરીને (ચાહે ફજરની નમાઝ પછી, ચાહે ઈશાની નમાઝ પછી

ત્રણ સો તેત્રીસ (૩૩૩) વખત પઢે. શરૂ અને છેવટમાં ત્રણ–ત્રણ વખત દુરૂદ શરીફ પઢે.

## જાઈઝ જરૂરત માટે

એકતાળીસ (૪૧) વખત **સૂ. ફાતિહા** અને એકતાળીસ (૪૧) વખત **કુલ હુવલ્લાહુ અહદ** પઢે. જ્યારે પઢવાનું પૂરી કરી લે તો જે મકસદ હોય તેનું નામ લઈને અલ્લાહ તઆલાથી દુઆ કરે.

## તંદુરસ્તી માટે

سَلٰمٌ قَوْلًا مِّنْ رَّبٍّ رَّحِيْمٍ ○

**"સલામુન કવ્લમ્ મિર્ રબ્બિર્રહીમ."**

ઉપરોકત દુઆને ચાર સો ચાળીસ (૪૪૦) વખત પઢીને પોતાની ઉપર દમ કરી લે અને સાત કૂવાનું પાણી એક બોટલમાં ભરીને એ પાણી પર દમ કરીને બીમારને પિવડાવે. પાણી પૂરું થઈ જાય તો ઘરનું પાણી મેળવી દે.

## મગફિરત માટેની દુઆ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا وَ مَوْلَانَا مُحَمَّدٍ وَّ

عَلٰى اٰلِهٖ وَسَلِّمْ ۔

**અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના વ મવલાના મુહમ્મદિંવ્ વ અલા આલિહી વ સલ્લિમ.**

**ફઝીલત :** તાજદારે અરબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, જે માણસ આ દુરૂદ શરીફ પઢશે તો જો તે ઊભો હશે તો બેસતા પહેલાં અને જો તે બેઠેલો હશે તો ઊભો થતાં પહેલાં એના ગુનાહોને માફ કરી દેવામાં આવશે.

## કર્ઝની અદાયગી માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ۔

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદ**

**ફઝીલત :** ઝોહરની નમાઝ પછી આ દુરૂદ શરીફ પઢવાવાળાને ત્રણ ચીઝો પ્રાપ્ત થશે : (૧) તે કદી કર્ઝદાર ન થશે, (૨) જો કર્ઝ હશે તો તે અદા થઈ જશે, ચાહે કેટલુંય કર્ઝ હોય અને (૩) કિયામતના દિવસે તેનો કોઈ હિસાબ ન થશે.

(ચાળીસ દુરૂદ શરીફ : ૧૪)

## જન્નતને જોવા માટેનો અમલ

હઝરત અનસ (રદિ.)એ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો આ ઈરશાદ નકલ કર્યો છે કે,

''મારા ઉપર દરરોજ એક હજાર (૧૦૦૦) વખત દુરૂદ શરીફ પઢવાવાળો મરવાથી પહેલાં પોતાનો મહેલ દુનિયામાં જોઈ લેશે. (અસ્સલાત વલ બશર, હદીસ–૨૦)

## તોહમત-આક્ષેપથી છુટકારા માટે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ حَتّٰى لَا يَبْقٰى مِنْ صَلَوَاتِكَ شَيْءٌ وَّبَارِكْ عَلٰى مُحَمَّدٍ حَتّٰى لَا يَبْقٰى مِنْ بَرَكَاتِكَ شَيْءٌ وَسَلِّمْ عَلٰى مُحَمَّدٍ حَتّٰى لَا يَبْقٰى مِنْ سَلَامِكَ شَيْءٌ۔

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન હત્તા લા યબ્કા મિન સલવાતિ–ક શયઉંવ્ વ બારિક અલા મુહમ્મદિન હત્તા લા યબ્કા મિમ્ બરકાતિ–ક શયઉંવ્ વ સલ્લિમ અલા મુહમ્મદિન હત્તા લા યબ્કા મિન સલામિ–ક શયુઉન્.**

**ફાયદો** : આ દુરૂદ શરીફને એક ગામડિયાએ–જેના પર ચોરીની તોહમત લગાવવામાં આવી હતી–પઢયું તો અલ્લાહ તબારક વ તઆલાએ એ (દુરૂદ શરીફ)ની બરકતથી એને નજાત–છુટકારો અપાવ્યો અને એ ગામડિયાને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમએ ફરમાવ્યું કે, તું પુલસિરાત પરથી એવી રીતે પસાર થઈ જઈશ કે તારો ચહેરો ચૌદમી રાતના ચાંદથી (પણ) વધારે ચમકદાર હશે.

## નિસ્યાન-ભૂલી જવાની બીમારી હોય તો

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّاٰلِهٖ كَمَا لَانِهَايَةَ لِكَمَالِكَ وَعَدَدَ كَمَالِهٖ ۔

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ આલિહી કમા લા નિહાય-ત લિ કમાલિ-ક વ અ-દ-દ કમાલિહી.**

**ફઝીલત :** યાદશકિત માટે આ દુરૂદ શરીફને મગરિબ અને ઈશાના દરમિયાન જેટલું પઢી શકે, પઢે.

## દરેક બીમારીથી શિફા માટે

(૧) يَاسَلٰمُ -**"યા સલામુ"** દરેક ફર્ઝ નમાઝ પછી ત્રણ સો તેર (૩૧૩) વખત અથવા અગિયાર સો (૧૧૦૦) વખત પઢીને પાણી અને ખાવા-પીવાની વસ્તુઓ પર દમ કરીને તેનો ઉપયોગ કરે.

(૨) "يَا اَللّٰهُ يَا رَحْمٰنُ يَا بَاقِيْ" **"યા અલ્લાહ",**

"યા રહમાન", "યા બાકી" ફજરની નમાઝ પછી ૧૧૦૦ વખત અથવા ૩૧૩ વખત વખત પઢીને પોતાની ઉપર દમ કરે. શિફા માટે બેહતરીન અમલ છે.

(૩) દરેક ફર્ઝ નમાઝ પછી "يَاسَلٰمُ يَابَدِيْعُ" "યા સલામુ, યા બદીઉ" ૧૦૦ વખત અથવા ૩૧૩ વખત અથવા ૧૧૦૦ વખત પઢીને પાણી પર દમ કરીને પી લે. દરેક બીમારીથી શિફા મળી જશે, ઈન્શાઅલ્લાહ.

## હિફાઝત માટે વઝીફો

ઘરેથી નીકળતી વખતે "يَاحَفِيْظُ" "યા હફીઝુ" ૧૧ વખત પઢીને બન્ને હાથો પર દમ કરીને પૂરા શરીર પર એ હાથોને ફેરવી લે. ઈન્શાઅલ્લાહુ તઆલા દુન્યવી યા આકાશી દરેક આફત–બલાથી હિફાઝત થશે.

## રોઝી માટે અનુભવસિદ્ધ વઝીફો

(૧) દરેક ફર્ઝ નમાઝ પછી ૬૦૬ વખત "يَارَحْمٰنُ يَارَزَّاقُ" "યા રહમાનુ, યા રઝઝાકુ" પઢીને અલ્લાહ તઆલાની બારગાહમાં દુઆ માંગે. રોઝી માટે બેહતરીન અમલ છે.

(૨) "يَافَتَّاحُ يَارَزَّاقُ" **"યા ફત્તાહુ, યા રઝઝાકુ"** હરતા—ફરતાં વુઝૂ સાથે પઢયા કરે. આ આકાશી રોઝીના સિવાય દુન્યવી આફત—બલાથી છુટકારા માટે પણ અનુભવસિદ્ધ છે.

(૩) દરેક ફર્ઝ નમાઝ પછી (અસર સિવાય) સિજદામાં જઈને ૨૧ વખત "يَاذَاالْجَلَالِ وَالْاِكْرَامِ" **"યા ઝલ જલાલી વલ ઈકરામ"** પઢીને અલ્લાહ તઆલાની બારગાહમાં દુઆ માંગે. ચાલતા—ફરતાં વધુ પ્રમાણમાં આ ઈસ્મે આ'ઝમને પઢયા કરે. હલાલ રોઝી માટે એનો વિર્દ—વઝીફો ઘણો અસરકારક અમલ છે.

## શાદી માટે અનુભવસિદ્ધ અમલ

(૧) દરેક ફર્ઝ નમાઝ પછી ૧૧૦૦ વખત "يَالَطِيْفُ" **"યા લતીફુ"** પઢીને અલ્લાહ તઆલાની બારગાહમાં દુઆ માંગે. ઈન્શા અલ્લાહ નેક—સાલેહ રિશ્તો નસીબ થશે.

(૨) ઈશાની નમાઝ પછી અથવા તહજ્જુદની નમાઝમાં "يَاذَاالْجَلَالِ وَالْاِكْرَامِ" **"યા ઝલ જલાલી વલ**

**ઈકરામ''** ૧૧૦૦ વખત પઢીને અલ્લાહ તબારક વ તઆલાની બારગાહમાં દુઆ માંગે, દુઆ કબૂલ થશે.

(૩) "يَااَللّٰهُ يَا رَحْمٰنُ يَا وَكِيْلُ" **''યા અલ્લાહ, યા રહમાન, યા વકીલ''** ઈશાની નમાઝ પછી ૧૧૦૦ વખત પઢીને દુઆ માંગે. શાદી માટે અનુભવસિદ્ધ અમલ છે.

## મખ્લૂકને તાબે કરવા માટેનો વઝીફો

(૧) દરેક ફર્ઝ નમાઝ પછી "يَاحَيُّ يَاقَيُّوْمُ ، بِحَقِّ يَاعَزِيْزُ" **''યા હય્યુ યા કય્યુમ બિ હક્કિ યા અઝીઝ''** ૧૦૦ વખત અથવા ૩૧૩ વખત પઢીને અલ્લાહ તઆલા પાસે દુઆ માંગે. અનુભવસિદ્ધ અમલ છે.

(૨) હરતા-ફરતાં વુઝૂની સાથે "يَامُعِزُّ" **''યા મુઈઝઝુ''** વધુ પ્રમાણમાં પઢયા કરે. મખ્લૂકને તાબે કરવા માટે લા-જવાબ અમલ છે.

(૩) વુઝૂની સાથે, હરતા-ફરતા અથવા દરેક ફર્ઝ નમાઝ પછી તવફીક મુજબ "يَاحَيُّ يَاقَيُّوْمُ" **''યા હય્યુ**

**યા કય્યુમ"** પઢીને દુઆ માંગે, ઈન્શા અલ્લાહ દુઆ કબૂલ થશે.

(૪) ઈશાની નમાઝ પછી "يَالَطِيْفُ، يَاعَزِيْزُ، يَاوَدُوْدُ" **"યા લતીફુ, યા અઝીઝુ' યા વદુદુ"** ૩૧૩ વખત અથવા ૧૧૦૦ વખત પઢીને અલ્લાહ તઆલાની બારગાહમાં દુઆ માંગે. મખ્લૂકને તાબે કરવા માટે અનુભવસિદ્ધ અમલ છે.

## દુશ્મનને દૂર કરવા માટે અમલ

(૧) દરેક ફર્ઝ નમાઝ પછી "يَامُذِلُّ" **"યા મુઝિલ્લુ"** ૯૦ વખત અથવા ૭૦ વખત પઢીને અલ્લાહ તબારક વ તઆલા પાસે દુઆ માંગે અને દુશ્મન અથવા દુશ્મનોનો પોતાના દિમાગમાં ખ્યાલ–તસવ્વુર કરીને દમ કરે. ઘણો લા–જવાબ અમલ છે.

(૨) અલ્લાહનું મુબારક નામ "يَاخَافِضُ" **"યા ખાફિદુ"** અસરની નમાઝ પછી ૫૦૦ વખત પઢીને અલ્લાહ તઆલા પાસે દુઆ માંગે. તમારા દુશ્મન દફે–દૂર થઈ જશે.

(૩) દરેક ફર્ઝ નમાઝ પછી "يَاذَاالْجَلَالِ وَالْإِكْرَامِ" **"યા જલ ઝલાલી વલ ઈકરામ"** ૧૧૦ વખત પઢીને અલ્લાહ તબારક તઆલા પાસે દુઆ માંગશે, તો તેની દુઆ કબૂલ થશે.

(૪) દુશ્મનોનો પોતાના દિમાગમાં તસવ્વુર–ખ્યાલ કરીને "يَاجَبَّارُ" **"યા જબ્બારુ"** દરેક ફર્ઝ નમાઝ પછી અથવા તહજ્જુદની નમાઝ પછી ૧૧૦ વખત અથવા ૩૧૩ વખત પઢીને અલ્લાહ તઆલા પાસે દુઆ માંગે. ઈન્શા અલ્લાહ તેની દુઆ કબૂલ થશે. અનુભવસિદ્ધ અમલ છે.

## ફતહ-કામિયાબી માટે

(૧) દરેક ફર્ઝ નમાઝ પછી "اَللّٰهُ الصَّمَدُ" **"અલ્લાહુસ્સમદ"** ૧૧૦૦ વખત અથવા ૩૧૩ વખત પઢવાનો મા'મૂલ–નિત્યક્રમ બનાવી લે, દરેક કામમાં કામિયાબી પ્રાપ્ત થશે.

(૨) "يَامُعْطِيْ" **"યા મુઅ્તીઉ"** દરેક ફર્ઝ નમાઝ પછી ૧૨૯ વખત અથવા ૩૧૩ વખત અથવા ૧૧૦૦

વખત પઢીને અલ્લાહ તઆલા પાસે દુઆ માંગે.

(૩) "يَا حَيُّ يَا قَيُّوْمُ" "યા હય્યુ યા કય્યુમુ" હરતા–ફરતા વુઝૂ સાથે વધુ પ્રમાણમાં પઢયા કરે.

(૪) દરેક ફર્ઝ નમાઝ પછી يَا رَحْمٰنُ "યા રહમાનુ" ૧૧૦૦ વખત પઢીને રબ્બુલ આલમીનની બારગાહમાં આજિઝી અને નમ્રતા સાથે દુઆઓ માંગે.

## ખત્મ શુદ

**જે કોઈ ભાઈ–બહેનને પોતાના મર્હૂમોના ઈસાલે સવાબ માટે "અનમોલ તોહફો" કિતાબ છપાવવી હોય તો તેઓ મુરત્તિબ મવલાના ઈરફાન સાહબ આછોદી સાથે સંપર્ક કરે :**

MB. 99746 15956

# દુરૂદે મલવાન

**નીચેનું દુરૂદ શરીફ ત્રણ વાર પઢવાથી ત્રીસ હજાર વાર પઢવાનો સવાબ મળે છે**

**અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિમ્ મખ્ત-લફલ્ મલ્વાનિ વ તઆ-કબલ્ અસ્રાનિ, વ કર્રરલ જદીદાનિ, વસ્તકબલલ્ ફર્‌ક-દાનિ, વ બલ્લિગ્ રૂહ-હૂ વ અરવા-હ અહ્‌લિ બય્તિહી મિન્નત્તહિય્ય-ત વસ્સલા-મ વ બારિક્ વ સલ્લિમ્ અલય્હિ કષીરા.**

**ફઝીલત** : આ દુરૂદ શરીફ ત્રણ વાર પઢવાથી ત્રીસ હજાર વાર પઢવાનો સવાબ મળશે. હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શફાઅત નસીબ થશે. કર્ઝની અદાયગી માટે સહાયરૂપ અને અકસીર છે. દીન-દુનિયાની ભલાઈઓ નસીબ થશે.